મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# પંચમહાલ જીલ્લાની ભૂગોળ.




કિંમત ૪ આના.

The Department of Public Instruction, Bombay.

# A MANUAL OF THE GEOGRAPHY

OF

# PANCH MAHALS.


Compiled By

**ISHNALAL SURAJRAM VAKIL B. A.**

**Assistant Deputy Educational Inspector,**

**AHMEDABAD.**



FIRST EDITION–1,000 COPIES.





Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1906




*Price 4 Annas.*

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# પંચમહાલ જીલ્લાની ભૂગોળ.

રચનાર

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, બી. એ.
આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, અમદાવાદ.

પહેલી આવૃત્તિ—૧,૦૦૦ પ્રત.



મુંબઈ.
ગવર્ન્મેન્ટ સેંટ્રલ બુક ડીપો.

ઇસ્વી સન ૧૯૦૬.



કિંમત ૪ આના.

# પ્રસ્તાવના.

આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે આ નાનું પુસ્તક રચવામાં મેં સરકાર તરફથી પ્રકટ થયલા જુદા જુદા રિપોર્ટ વગેરે ગ્રંથોનો છૂટથી ઉપયોગ કર્યો છે.

મારા ઉપરી સાહેબ મે. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. જે. જી. કૉવર્નટને તથા અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ મિ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ આ પુસ્તકનો ખરડો બધો વાંચી જોયો હતો અને તેમાં કેટલેક ઠેકાણે એઓએ સૂચવેલા ફેરફાર આમાં દાખલ કર્યા છે; તેમજ એમાં જીલ્લાની હકીકતને લગતી કોઇ તરેહની ઝીણી ભૂલચૂક રહે નહિ તે માટે એ પંચમહાલના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. જાનૂમહમદ હુસેનભાઈ શેખને વાંચવા મોકલ્યું હતું અને તેઓએ કરેલી સૂચના પ્રમાણે એમાં કેટલાક સુધારાવધારા કરવામાં આવ્યા છે. એટલે હું આશા રાખું છું કે જે કામને માટે આ પુસ્તક ખાતાં તરફથી તૈયાર કરવામાં આવ્યું છે તે કામ માટે એ ઉપયોગી માલમ પડશે.

એ રચવામાં ઉપર જણાવેલા ત્રણ ઉપરી અમલદારોએ તેમજ જીલ્લાના પાક સંબંધી બાબતો વિષે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના ખેતીવાડી-શિક્ષક મિ. વિષ્ણુ ગોવિંદ સન્તે મને જે કિંમતી મદદ આપી છે તે માટે હું આ સ્થળે તેઓનો ખાસ આભાર માનું છું.

ભદ્ર, અમદાવાદ.<br>તા. ૧૨-૩-૦૬. } કૃષ્ણલાલ સુરજરામ વકીલ.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧. ભૂતળરચના.



## પ્રકરણ ૨. ઋતુઓ, વરસાદ, અને હવાપાણી.



## પ્રકરણ ૩. પેદાશ.



## પ્રકરણ ૪. વસ્તી.



## પ્રકરણ ૫. ધંધા, વેપારરોજગાર અને ઉદ્યોગો.

બાંધેલા રસ્તા, ગાડાંના રસ્તા; ટપાલ અને તાર; વેપારનાં મુખ્ય મથકો અને વેપારી જાત; નિકાસ અને આયાતની ચીજો.

વ્યાજુ ધંધો, મજુરી, નોકરી વગેરે પરચુરણ રોજગાર.

## પ્રકરણ ૬. રાજ્યવહીવટ.

મુલ્કી; જમીનનું મહેસુલ ઉઘરાવવાના પ્રકાર અને તેના સરાસરી દર;

લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટી;

જંગલ.

દિવાની અને ફોજદારી; પોલીસ; જેલ;

દવાખાનાં; શીતળા ખાતું;

કેળવણી.

## પ્રકરણ ૭. જાણવા લાયક જગ્યાઓ.

ચાંપાનેરઃ પ્રાચીન ઇતિહાસ, હાલની સ્થિતિ અને ત્યાં જોવાં જેવાં પુરાતન મકાનો;

પાવાગઢઃ તે પરના કોટ, કિલ્લા અને મકાનો;

પાવાગઢનું મૂળ; અહીં આગળ ભૂસ્તર શોધ—

પાવાગઢ આગળ કોઇ કાળે બેટ હશે એમ માનવાને મળતું કારણ;

ગોધરા; દોહદ; કાલોલ; ઝાલોદ; હાલોલ.

# પંચમહાલ જીલ્લાની ભૂગોળ.

## પ્રકરણ ૧.

### ભૂતળરચના.

**અ. સ્થાન અને ક્ષેત્રફળઃ**—આ જીલ્લો પંચમહાલ એ નામથી ઓળખાય છે, કેમકે એ પાંચ મહાલ અથવા પરગણાંનો બનેલો છે. એ ગુજરાતની છેક પૂર્વ દિશામાં ૨૨° ૧૫′ અને ૨૩° ૧૧′ ઉત્તર અક્ષાંશ વચ્ચે અને ૭૩° ૨૨′ અને ૭૪° ૨૯′ પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે. એનું ક્ષેત્રફળ ૧૬૦૬ ચોરસ માઈલ છે. એ લગભગ ખેડા જીલ્લા જેટલો મોટો છે.

**બ. જીલ્લાના વિભાગઃ**—જીલ્લાના પાંચે મહાલ એક જથામાં આવેલા નથી, પણ રેવાકાંઠા એજન્સીમાં આવેલું દેવગઢ બારીઆ સંસ્થાન વચ્ચે આવવાથી બે અલગ ભાગમાં વહેંચાઈ ગયલા છે. એ બે ભાગમાંનો જે નૈર્ઋત્ય કોણમાં આવેલો છે તે મોટો છે, અને જે ઈશાન કોણમાં આવેલો છે તે નાનો છે. પહેલા ભાગમાં ઉત્તરે ગોધરા તાલુકો, મધ્યમાં કાલોલ તાલુકો, અને દક્ષિણે પેટામહાલ હાલોલ આવેલા છે. બીજા ભાગમાં ઉત્તરે ઝાલોદ પેટામહાલ, અને દક્ષિણે દોહદ તાલુકો આવેલા છે.

**ક. સીમાઃ**—વાયવ્ય કોણમાં જ્યાં મહી નદી પંચમહાલને ખેડા જીલ્લાથી જુદો પાડે છે તે બાજુ સિવાય નૈર્ઋત્ય

ભાગની બીજી બધી બાજુએ દેશી રાજ્યનો મુલક આવેલો છે. એની ઉત્તરે લુણાવાડા અને સૂંથ સંસ્થાનો; પૂર્વે સંજેલી, દેવગઢબારીઆ, અને જાંબુઘોડા સંસ્થાન; દક્ષિણે ગાયકવાડી મુલક, અને પશ્ચિમે ગાયકવાડી મુલક, રેવાકાંઠા એજન્સીમાં આવેલો પાંડુ તાલુકો અને મહી નદી આવેલાં છે. ઈશાન ભાગની આસપાસ પણ દેશી રાજ્યનો મુલક આવેલો છે. ઉત્તર અને ઈશાનમાં મેવાડ એજન્સીમાં આવેલાં શિલકારી અને કુશલગઢ રાજ્યનાં સંસ્થાનો; પૂર્વે અને અગ્નિ કોણમાં માળવામાં આવેલાં ઝાબુવા અને આલીરાજપુર સંસ્થાન; નૈર્ઋત્ય અને પશ્ચિમમાં દેવગઢબારીઆ; અને વાયવ્ય કોણમાં સૂંથ સંસ્થાન.

૩. દેખાવઃ—જીલ્લાના બે ભાગો દેખાવમાં એક એકથી ઘણા જુદા પડે છે. નૈર્ઋત્ય ભાગ સપાટ મેદાન જેવો છે. એમાં જમીન નદીનાળાં વડે ઘણીજ થોડી ખોદાયલી છે; અને ઉત્તરમાં કેટલીક નાની ટેકરીઓ અને દક્ષિણમાં પાવાગઢનો ડુંગર બાદ કરીએ તો ગ્રેનાઇટ પત્થરની આમ-તેમ ખડકો સિવાય જમીનમાં ઉંચાણ ભાગ્યેજ આવે છે. એ ભાગમાં ઝાડપાન સારાં છે. એનો ઢાળાવ પશ્ચિમ તરફનો છે. ઉત્તરે ગોધરા તાલુકો પશ્ચિમમાં કાંઈક ખુલ્લો અને ઉત્તરમાં ગ્રેનાઈટ પત્થરની ટેકરીઓવાળો છે, અને બાકી બીજી જગ્યાએ જંગલઝાડીથી પથરાયલો છે. એમાં ખેડાણ જમીન છુટીછવાઈ જોવામાં આવે છે.

મધ્યમાં કાલોલ તાલુકો પંચમહાલનાં બધાં પરગણાંમાં શ્રેષ્ઠ છે. પશ્ચિમ ભાગ ખુલ્લો છે અને પૂર્વ ભાગ કાંઈક ટેકરીઓ અને જંગલવાળો છે; એ સિવાય તમામ ભાગની

જમીન ઘણી સારી, સપાટ, તથા સારા પાકવાળી, ચરોતરને મળતી આવે એવી છે; અને વસ્તી, ગામડાં તથા ઘરોની બાંધણી, ખેતી વગેરે કાંઈક ખેડા જીલ્લાનાં જેવાં છે.

દક્ષિણે હાલોલ તરફ જતાં દેશ જંગલી થતો જાય છે અને હાલોલ કસ્બા આગળથી તો જમીન ઉંચી ટેકરાવાળી થતી જાય છે. અહીં સુધી તો ગામ તથા ઘરોની બાંધણી, ખેતરની સ્થિતિ વગેરે સારાં છે, પણ પાવાગઢની આસપાસના તથા અગ્નિ કોણમાં જાંબુઘોડા તરફનો ભાગ ઘણો ખરો જંગલી, વગર ખેડાયલો, અને વસ્તી વગરનો છે. પાંચે મહાલમાં હાલોલ સૌથી ઉતરતો છે.

ઈશાન ભાગ વધારે ખરબચડો છે. એની જમીન નદીનાળાંને લીધે ઘણી ખોદાયલી છે; તેમજ ઉંચાનીચા ઢાળટેકરાવાળી છે. એમાં ટેકરીઓ અને ખીણો વધારે ખુલ્લી અને ઓછી છવાયલી છે અને એનો દેખાવ ઘણો રમણીય છે. એ નૈર્ઋત્ય (ગોધરાવાળા) ભાગ કરતાં સાતસો આઠસો ફુટ અને દરીઆની સપાટી કરતાં આસરે ૧૪૦૦ ફુટ ઉંચો છે. એ ઉંચાણુ ગોધરાથી દોહદ પગરસ્તે જતાં આખે રસ્તે માલમ પડે છે. આ ભાગનો ઢાળાવ ઈશાન કોણુ તરફનો છે.

દોહદ તાલુકો ઘણા પ્રાચીન કાળથી વસેલો હોય એવો દેખાવ આપે છે. સારી સ્થિતિના લોકો ઈંટચૂનાથી બાંધેલાં મકાનમાં રહે છે, અને બાકીની વસ્તી કામડાની ટટ્ટીનાં ઝુંપડાં બાંધી છુટી છુટી આવેલી છે. ઝાલોદ મહાલમાં વસ્તીનો વિશેષ ભાગ ભીલ લોકોનો હોવાથી ગામોમાં ઘરો એકજ જથામાં નહિ હોતાં છુટાં છુટાં એક એકથી થોડે થોડે અંતરે આવી રહેલાં છે.

૬. પર્વત અને નદીઓઃ—આખા જીલ્લામાં જાણવા લાયક અને પર્વતનું નામ આપી શકાય એવો એકજ પર્વત પાવાગઢ છે. એ દરીઆની સપાટીથી ૨,૭૨૭ ફુટ ઉંચો છે. એ ખરૂં જોતાં રતનમહાલથી દેવગઢબારીઆ સંસ્થાનની દક્ષિણ સીમા પર થઇ આગળ જતી વિંધ્યા પર્વતની હારનો છેક પશ્ચિમ છેડો છે. રતનમહાલ અને પાવાગઢના ડુંગરાઓની બનેલી આ મધ્ય લીટી બે મુખ્ય નદીપ્રદેશોને જુદા પાડે છે—ઉત્તરમાં મહી અને તેની શાખા પાનમને અને દક્ષિણમાં નર્મદા અને તેની શાખાઓને.

રતનમહાલની ઉત્તરે દોહદ અને બારીઆની વચ્ચે ચાર-થી છ માઇલ પહોળી એક ડુંગરાઓની હાર અથવા ઉચ્ચ-પ્રદેશ આવેલો છે, જે ખરૂં જોતાં રજપુતાનામાંથી આરાવલિ પર્વતનો દક્ષિણ તરફ આગળ વધેલો ભાગ છે. એ પણ બે ( મહીના અને અનાસના ) નદીપ્રદેશોને જુદા પાડે છે.

નૈઋત્ય ભાગમાં અગત્યતા ધરાવનારી બેજ નદીઓ છે—મહી અને તેની શાખા પાનમ. મહી જીલ્લામાં થઈને વહેતી નથી. પણ માત્ર ૧૮ માઇલ સુધી ગોધરા તાલુકાની વાયવ્ય કોણની સીમા પર થઇને વહે છે. એનું પાણી ખેતીના કામમાં ઘણું વપરાતુ નથી, કેમકે એના કાંઠા પરની જમીન ઘણી ખોદાયલી અને કોતરવાળી છે; તોપણ એના ભાઠામાં લોકો કેટલેક ઠેકાણે ખેતી કરે છે અને શિઆળુ પાક સારો નીપજાવે છે.

પાનમ નદી રતનમહાલના ડુંગરાઓમાંથી નીકળે છે અને ગોધરા તાલુકાના પૂર્વ ભાગમાં દક્ષિણથી ઉત્તર તરફ જઇને વાયવ્ય કોણ તરફ મહી નદીમાં વહે છે. આ ભાગનો

ઢોળાવ પશ્ચિમ તરફ હોવા છતાં એ નદી એકદમ પશ્ચિમ તરફ નહિ વહેતાં ઉત્તર તરફ જાય છે, એનું કારણ એ કે એની પશ્ચિમમાં ટેકરીઓ આવવાથી એને રોકાણ થાય છે. જોકે ચોમાસામાં એ નદી મોટી ગણાય છે, તોપણ ઉનાળામાં એ કેટલીક વખત સુકાઇ જાય છે.

એ સિવાય બીજી ઘણી નાની નદીઓ છે, જેવી કે કુણ, મેસરી, ગોમા, કરડ, વિશ્વામિત્રી, અને દેવનદી. કુણ, મેસરી, અને ગોમા પાનમ નદીની ખીણની પશ્ચિમમાં આવેલા ડુંગરામાંથી નીકળી ગોધરા તાલુકામાં થઈ મહી નદીને મળે છે. કાલોલમાં થઇને મેસરી, ગોમા, અને કરડ વહે છે. કરડ બારીઆના ડુંગરામાંથી નીકળે છે. વિશ્વામિત્રી પાવાગઢમાંથી નીકળે છે અને વડોદરા શહેર આગળ થઈ ઢાઢરને મળે છે. દેવનદી જે આગળ જતાં ઢાઢરના નામથી ઓળખાય છે, તે બારીઆ સંસ્થાનમાં આવેલા ડુંગરામાંથી નીકળી હાલોલમાં થઈ વહે છે. આ નદીઓમાંની કોઈમાં જાથુ પાણી રહેતું નથી.

ઈશાન ભાગમાં ઢોળાવ ઈશાન કોણ તરફ હોવાથી ત્યાં આવેલી નદીઓ તે દિશામાં વહે છે. અનાસ નદી માળવામાંથી નીકળી દોહદ અને ઝાલોદ મહાલની પૂર્વ સીમા પર થઇ ઈશાન ખુણામાં મહી નદીને મળે છે. ચોમાસામાં વહેળો મોટો હોય છે તોપણ ઉનાળામાં કેટલીક વખત એ સુકાઇ જાય છે અને ખાબોચીઆં રહે છે. આ ભાગમાં મુખ્ય નદી હોવા છતાં પણ એ બહુ ઉપયોગી નથી, કેમકે એ છેક પૂર્વ સિમાડા પર થઇને અને નીચી સપાટીએ વહે છે. આ ભાગનું પાણી એમાં ખાલી થાય છે એટલેજ એનો

ઉપયોગ; કારણ ઉપર બતાવ્યા પ્રમાણે એ ખેતીના કામમાં કોઈ રીતે ઉપયોગી નથી.

ઉલટી એની શાખાઓ માછણ, કાળી, ખારી વગેરે ઘણી કામની છે. તેમના વાંકાચુંકા પ્રવાહને લીધે એક છેડાથી બીજા છેડા સુધી આખા ભાગને કેટલું બધું પાણી મળે છે તે નકશામાં જોવાથી માલમ પડશે. આ નદીઓમાં વરસને ઘણો ભાગ પાણી રહી શકે છે, ને ખેતીના ઉપયોગમાં લઈ શકાય છે.

નદીઓમાંની કોઈ પણ વેપારઅર્થે કામની નથી.

ફ. તળાવ—આ જીલ્લામાં તળાવ વગેરે જળાશયો પુષ્કળ છે, તેમાં મુખ્ય ત્રણ ગોધરા તાલુકામાં—ઓરવાડા પાસે, ગોધરા પાસે, અને સહેરા પાસે; એક કાલોલમાં—મલાવ પાસે; એક હાલોલમાં—હાલોલ કસ્બાની ઈશાનમાં વડાતળાવ, બે દોહદમાં—છાબ તળાવ દોહદ પાસે અને મુવાળીઆ તળાવ દોહદની પશ્ચિમમાં; અને એક ઝાલોદમાં—ઝાલોદ કસ્બા પાસે.

ઓરવાડાનું તળાવ એવું મોટું ને ઉંડું છે કે એને માટે એવી કહેતી ચાલતી હતી કે એ કોઈ પણ વખત સુકાયું નથી અને એની વચમાં એક થાંભલો છે તે સખત તાપને લીધે જ્યારે ઘણુંજ પાણી ઉતરી જાય ત્યારેજ દેખાય. પણ એ સને ૧૯૦૦ ના દુકાળમાં સુકાઈ ગયું હતું. છાબ તળાવ વિષે દંતકથા એવી છે કે એને ખોદવાને એટલાં બધાં માણુસ કામે લાગ્યાં હતાં કે દરેક માણુસને એકજ વખત ટોપલી (છાબ) ભરવી પડી હતી અને એ કારણથી એનું નામ છાબ તળાવ પડ્યું છે. સામાન્ય રીતે જોતાં જીલ્લામાં પાણીની સગવડ સારી છે, ખાસ કરીને હાલોલ અને ઝાલોદ મહાલમાં.

અહીં પાણી જમીનની સપાટીથી ઘણું ઉંડું નથી અને લોકો ખાડા ખોદી તેમાંથી ઢેકુડીવતી પાણી કાઢી ખેતીના કામમાં લે છે.

ગ. ઉના પાણીના ઝરાઃ—ગોધરા શહેરની પશ્ચિમે દશ માઈલ પર આવેલાં ટુવા ગામમાં ઉના પાણીના કુંડ જોવામાં આવે છે. ત્યાં હિંદુ જાત્રાળુઓ વારંવાર સ્નાન માટે જાય છે અને વરસોવરસ જાત્રા ભરાય છે. ખેડા જીલ્લામાં કપડવંજ પાસે આવેલા લસુંદ્રાના કુંડની માફક આ કુંડના પાણીમાં ગંધકનો પાશ છે, અને તેથી તે ત્વચાગરમીવાળાં માણસને ગુણકારી છે એમ મનાય છે.

કુંડનાં પાંણી ઉનાં હોવાનું કારણ એનાં ઝરણોનો પૃથ્વીના ઉંડાણમાં (જ્યાં ગરમી અતિશય રહે છે ત્યાં) આવેલા ઉષ્ણ ખડકો સાથે સંબંધ હોય એમ લાગે છે.*

---

## પ્રકરણ ૨.

## ઋતુઓ, વરસાદ અને હવાપાણી.

અ. ઋતુઓઃ—આખા હિંદુસ્તાનમાં માત્ર ત્રણ ઋતુઓ છે; ગરમીની, વરસાદની, અને ઠંડીની. જોકે જુદા જુદા ભાગમાં

---

* "પૃથ્વીના પડની નીચે ઘણે ઉંડે ઉનો પીગળેલો રસ છે. એ રસ કોઈ ઠેકાણે પડ નજીક આવવાથી તે જગાના પાણીનાં ઝરણ ઉનાં થાય છે, એ કારણથી પેલા કુંડોનું પાણી ઉનું છે."—નવી ગુજરાતી ત્રીજી ચોપડી પાનું ૮૫ મું.

ઋતુકાળમાં કંઇક ફેર પડે છે તોપણ સાધારણ રીતે પહેલી એટલે ઉનાળાની માર્ચથી જૂન મહીના સુધી ચાલેછે. એ દર-મિઆન હિંદુસ્તાનના કેટલાક ભાગમાં સૂર્ય બરાબર માથા પર પ્રકાશે છે, અને દિવસનો ઘણો ભાગ દરેક ઠેકાણે આકાશમાં ઉંચો રહે છે. આપ્રમાણે સૂર્ય માથા પર પ્રકાશે છે ત્યારે તેનાં કિરણો સીધાં અને તેથી કરીને ઘણા જોરથી પડે છે એટલુંજ નહિ પણ ઘરોની દિવાલ વગેરેનો છાંયડો પણ પડતો નથી, જેથી કરીને તાપ ઘણો લાગે છે. જ્યારે જૂન માસમાં ઉનાળો પુરો થાયછે, ત્યારે જમીન તાપને લીધે તપી ગઈ હોય છે, અને આખા દેશ પરની હવા વિસ્તીર્ણ, વધારે પાતળી, અને વધારે હલકી થઈ ગઈ હોય છે. આ હલકી થયલી હવા સ્વાભાવિક રીતે ઉપર ચઢે છે, અને તેની ખાલી થયલી જગ્યાએ હિંદી મહાસાગર પરની ઠંડી ભારે હવા જોસબંધ ચાલી આવે છે. આ હવા પણ તપે છે કે ઉંચી ચઢે છે અને એ પ્રમાણે સૂર્યના તાપને લીધે દરીઆ તરફથી પવન ખેંચાયા કરે છે. આ પવનને આપણે વર્ષા ઋતુનો અથવા નૈર્ઋત્ય કોણનો મોસમનો પવન કહીએ છીએ. એ મે મહીનાથી સપ્ટેમ્બર સુધી વાય છે અને સાથે હિંદી મહાસાગરમાંથી ભિનાશવાળી હવાનાં વાદળાં લાવે છે. આવા પવન ઠંડાં પ-ર્વતોનાં શિખરો આગળ પહોંચે છે એટલે વાદળાંઓની ભીની હવા જામી જાય છે, અને વરસાદ તૂટી પડે છે. આ વર્ષા ઋતુ જુલાઈની શરૂઆતથી તે સપ્ટેમ્બરની આખર સુધી ચાલે છે. ઑકટોબરથી તે માર્ચ સુધી સૂર્ય વિષુવવૃ-ત્તની દક્ષિણમાં ફરે છે અને હિંદી મહાસાગર પર પ્રકાશે છે, તેથી પરિણામ ઉલટું થાય છે. સૂર્યનાં સીધાં કિરણોના સ-

ખત તાપમાંથી મુક્ત થવાથી દેશ ઠંડો પડી જાય છે; જ્યારે એજ વખતે મહાસાગર પરની હવા વધારે તપવાથી વિસ્તીર્ણ પાતળી, અને હલકી થાય છે. આથી કરીને મહાસાગર પરની હવા ઉપર ચઢે છે અને જમીન પરની ઠંડી ભારે હવા તેની ખાલી થયલી જગ્યાએ ખેંચાઈ જાય છે. આ હવા પણ તપે છે અને હલકી થાય છે કે ઉપર ચઢે છે, અને એ પ્રમાણે જમીન તરફનો મોસમનો પવન ચાલુ થાય છે, જેને ઈશાન કોણનો શરદ્ ઋતુનો પવન કહીએ છીએ. આ પવન ટિબેટ અને મધ્ય એશિયાના પ્રદેશો પર થઈને વાય છે, એટલે એને ભિનાશ મળતી નથી, તેથી એ ઠંડો અને સૂકો* છે.

પંચમહાલમાં લગભગ ઉપર પ્રમાણેજ ઋતુઓની સ્થિતિ છે. પાંચે મહાલમાં એક સરખીજ ઋતુઓ ચાલે છે—ઑક્ટોબર થી ફેબ્રુઆરી સુધી ઠંડી, માર્ચથી જૂનની અધવચ સુધી ગરમ, અને જૂનની અધવચથી તે સપ્ટેમ્બરની આખર સુધી વરસાદની; ફેર એટલોજ કે કદાચ દરીઆથી વધારે દૂર આવેલો હોવાનો લીધે દોહદ-ઝાલોદવાળા ભાગમાં વરસાદ કાંઈક મોડો આવે છે.

ઈશાન ભાગ ઉંચી સપાટીએ-દરીઆની સપાટીથી ૧,૪૦૦ ફુટ ઉંચો—આવેલો તથા પહાડી હોવાથી, તથા એમાં જમીનની નજીક પાણીનાં ઝરણો આવેલાં હોવાથી

---

* પણ એ બધે ઠેકાણેજ સૂકો નથી. મદ્રાસ અને લંકા તરફ જતાં એને બંગાળાના અખાત પરથી ભિનાશ મળે છે, જેથી કરીને એ ત્યાં પહોંચે છે ત્યારે એવી સાથેનાં ભીની હવાનાં વાદળાં વરસાદ રૂપે પડે છે, એટલે કેટલાક ભાગમાં એ વરસાદ લાવે છે.

શિઆળામાં હવા નૈર્ઋત્ય ભાગ કરતાં વધારે ઠંડી* અને ઉનાળામાં ઓછી ગરમ રહે છે. નૈર્ઋત્ય ભાગની સપાટી ઘણી નીચી છે તેથી ત્યાં ઉનાળામાં ગરમી વધારે રહે છે. તેમજ રતનમહાલના અને રાજપીપળાનાં ડુંગરો પાસે આવેલા હોવાને લીધે ચોમાસામાં વરસાદ પણ વધારે પડે છે. જીલ્લામાં સામાન્ય રીતે સરાસરી ગરમી ૮૩૦ છે.

ख. વરસાદઃ—આ જીલ્લામાં ગુજરાતના બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે; તેમાં વધારેમાં વધારે હાલોલ મહાલમાં ૪૩ ઈંચ પડે છે, કેમકે બીજા બધા મહાલો કરતાં એ રતનમહાલ અને રાજપીપળાના ડુંગરો પાસે છે. અને ઓછામાં ઓછો દોહદ મહાલમાં ૩૦ ઈંચ છે; એનું કારણ ઘણું કરીને એ છે કે અહીં લગી આવતાં વર્ષા ઋતુનો પવન મંદ પડી જાય છે અને વચ્ચે આવતાં એને બારીઆ અને દોહદને છુટો પાડનાર ઉચ્ચપ્રદેશ નડે છે, તેમજ પાછળથી હડસેલવાને કોઇ પ્રબળ પવન રહેતો નથી. જીલ્લાના સદર સ્ટેશને એટલે ગોધરામાં સરાસરી ૪૧ ઈંચ વરસાદ પડે છે.

ग. હવાપાણીઃ—આ જીલ્લાની હવા એ ભાગની કુદરતી સ્થિતિ અને સંજોગોને અનુસરતી છે, અને સામાન્ય રીતે ગુજરાતના બીજા જીલ્લાઓ કરતાં ઓછી સુખાકારીવાળી છે. આજુબાજુ જંગલ અને વેરાન જમીન આવેલી હોવાને લીધે ગોધરાની હવા ઘણી નબળી છે. કાલોલનાં હવાપાણી ગોધરા તથા હાલોલ કરતાં અથવા એકત્ર વિચાર કરતાં

---

*સને ૧૯૦૫ ના શિઆળામાં ઠંડી એટલી હતી કે માટલાં તથા કુંજામાં બરફ બંધાઈ ગયું હતું.

બધા મહાલોમાં શ્રેષ્ઠ છે. હાલોલ પરગણામાં પાણીનાં ઝરણુ જમીનની સપાટી નજીક હોવાને લીધે હવા શરદી-વાળી અને રોગી છે, ખાસ કરીને પાવાગઢની આસપાસ ચાર પાંચ માઇલની અંદર. દોહદ–ઝાલોદ ભાગ ગોધરાવાળા ભાગના મેદાન કરતાં ઘણો ઉંચો હોવાથી ત્યાંની હવા વધારે ઠંડી છે, પણ પાણી જમીનની સપાટી નજીક આવેલું હોવાને લીધે ઘણી અસુખાકારી છે. ચોમાસું બેઠા પછી શરદ્ ઋતુનો તાવ શરૂ થાય છે અને તેનો ઝપાટો એવો સખત હોય છે કે કેટલીક વખત તો પોલીસના પહેરાનાં સઘળાં માણસ સામટાં નોકરી માટે નાલાયક થઇ જાય છે. આખા જીલ્લામાં મુખ્ય રોગ તાવ છે.

## પ્રકરણ ૩.



## પેદાશ.

અ. ખનિજઃ—ગુજરાતના બીજા જીલ્લાઓ કરતાં આ જીલ્લામાં ખનિજ પદાર્થ વધારે મળી આવે છે. એનું કારણ અહીં આવેલી ટેકરીઓ છે, કેમકે ટેકરીઓ અને ડુંગરાઓ ખનિજ દોલતનું કુદરતી ઘર છે. એ ટેકરીઓમાંથી લોઢું, સીસું, અબરખ, અને ઈમારતી કામમાં આવે એવા પથરા-ઓનો મોટો ભંડાર મળી આવે છે.

હાલોલ મહાલમાં આવેલાં પાલણપુર ગામ પાસે અને હાલોલની પૂર્વમાં આવેલાં નારૂકોટ સંસ્થાનમાં જાંબુ-ઘોડા અને શિવરાજપુર પાસે કાચું લોઢું નીકળે છે. પણ એ વ્યાપારી રીતે જોતાં નકામું છે કેમકે એની નજીકમાં

કોલસો નહિ હોવાને લીધે એ ખાણમાં કામ થઇ શકે નહિ, કારણુ કોલસા બહારથી લાવતાં ખરચ વધી જાય. તોપણુ હાલમાં એક અંગ્રેજી કંપની તરફથી શિવરાજપુર ગામ પાસેની એક ટેકરી ઉપર ખાણુ ખોદવાનું કામ અજમાશ તરીકે શરૂ કરવામાં આવ્યું છે. અહીંથી મેંગેનીઝ ( manganese ) નીકળે છે. જો આ પ્રયોગ ફતેહમંદ નીવડશે તો જીલ્લાના વેપારરોજગારમાં વધારો થશે. નારૂકોટ સંસ્થાનમાં લોઢાની નજીકમાં અને ગોધરામાં ખંડેલાવ તળાવ પાસે કાચું સીસું નીકળે છે, પણુ અહીં પણુ ખાણુ ખોદવાનું કામ કરવું પાલવે તેમ નથી કેમકે એમાંથી રૂપું એટલે થોડે અંશે મળી આવે છે કે કામ કરવાનો ખરચ પણુ પુરો પડી શકે નહિ. નારૂકોટના ડુંગરાઓ પાસે અબરખ નીકળે છે. જીલ્લાના ઘણા ભાગમાં પથરા જેવાકે રેતાળ પથરા, હલકો ગ્રેનાઇટ, ચૂનાના પત્થર, કાંકર વગેરે મળી આવે છે. દાખલા તરીકે ઝાલોદ પાસે બાજરવાડા આગળ અને શેવાળીઆ સ્ટેશનપાસે મહી નદીમાં સારો ઈમારતી કામમાં આવે એવો પત્થર; દોહદમાં સારા ઉંચા પ્રકારના અને જાંબુઘોડા પાસે હલકા પ્રકારના ચૂનાના પથરા; ગોધરામાં લગભગ બધે ઠેકાણે હલકી જાતના ગ્રેનાઈટ પથરા; અને પાવાગઢ પાસે પુષ્કળ જથામાં સારા કાળા પથરા તેમજ સ્લેટ, રેતાળ પથરા, અને ચૂનાના પથરાનાં વિશાળ ક્ષેત્ર આવેલાં છે. સ્લેટ છાપરાં છાવાના કામમાં લઇ શકાય એવી છે. પણ લઇ જવાના ખર્ચને લીધે આ ઈમારતી પથરાના વિશાળ ભંડારનો ઉપયોગ થઈ શકતો નથી.

ન. વનસ્પતિઃ—વનસ્પતિનો આધાર જમીન, હવા, અને વરસાદ પર રહેલો છે. જીલ્લાના ઘણા ભાગમાં જમીન સારી છે, હવા અનુકૂળ છે, વરસાદ પૂરતો છે.

જમીનઃ—જીલ્લાના જુદા જુદા ભાગમાં જમીન જુદા જુદા પ્રકારની છે.

ગોધરા તાલુકાની ઘણીખરી જમીન ચૂનાના અને ગ્રેનાઇટનાં ખડકોના રજકણની બનેલી—જ્યાં ઉંડી ત્યાં સારી, નહિતર હલકી—છે. મહીના કિનારા પાસે તાલુકાના વાયવ્ય કોણમાં જમીન ભાઠાની છે. ભાઠાની જમીન નદીનાં રેલનાં પાણી સાથે તણાઈ આવેલા કાંપની બનેલી છે અને તેથી કરીને એમાં દરેક જાતનાં પાકને ઉપયોગી તત્ત્વ આવેલાં હોવાને લીધે એ ઘણી ફળદ્રુપ છે અને એમાં ઉત્તમ બાગાયત મોલ થાય છે. ભાઠાની જમીન મૂકીને આગળ અંદરના ભાગ તરફ જતાં ગોરાટ જમીન આવે છે. એ પણ અસલ કાંપનીજ બનેલી છે અને ઘણી ફળદ્રુપ છે. એની દક્ષિણમાં માળ નામની કનિષ્ઠ કાળી જમીન જોવામાં આવે છે; અને ત્યાંથી આગળ ગોરાડુ જમીનનો વિશાળ પટ આવેલો છે. ગોરાડુ જમીન પણ અસલ નદીનાં પાણી સાથે તણાઇ આવેલા કાંપની બનેલી છે. એમાં માટી કરતાં રેતીનો ભેગ વધારે છે. એ જમીન દળદાર અને ફળદ્રુપ છે અને એમાં કાળી જમીન કરતાં ઝાડો પુષ્કળ થાય છે. ગોધરા તરફ ગ્રેનાઈટના મોટા ખડકો આમતેમ જમીન ઉપર નીકળેલા જોવામાં આવે છે, અને જમીનનું ઉંડાણ કેટલીક જગ્યાએ તો બીલકુલ છીછરૂં છે અને કાંકર સપાટીની નજીકમા જોવામાં આવે છે. ગોધરાની ઉત્તર અને ઇશાનમાં પાનમ નદીની ખીણ તરફના ભાગમાં (મોરવા ટપ્પામાં) ઘણી

સરસ બેસર ( કાળી ) જમીન આવેલી છે, જ્યાં ઘઉં અને ચણાનો ભારે પાક ઉતરે છે. જેમ ગોરાડુમાં રેતીનો ભેગ વધારે છે તેમ કાળી બેસરમાં માટીનો છે. ખેડુતો ગોરાડુ જમીનને માળ કરતાં વધારે પસંદ કરે છે, કેમકે તેમાં ચિરાડા પડી જતા નથી અને તે તતડી ઊડતી નથી અને સહેલાઇથી ખેડાઈ શકે છે. પણ એ ( ગોરાડુ ) ખેડા જીલ્લાની જમીન કરતાં ઉતરતી છે. ઘણાં ગામમાં ગોરાડુ તેમજ માળ બંને જમીનો જોવામાં આવે છે. ગોરાડુ જમીન ઘણીખરી ખેડાણુ છે અને માળમાં જંગલ આવેલું છે.

કાલોલ તાલુકામાં માત્ર બે જાતની જમીન આવેલી છે— ઉંચા પ્રકારની ગોરાડુ અને હલકા પ્રકારની બેસર ( કાળી ). પહેલી ઘણુંખરા ભાગમાં આવેલી છે, અને બીજી તો માત્ર થોડાંજ ગામમાં, મુખ્યત્વે કરીને પિંગલી અને બેડીઆની નજીકમાં અને કેટલાંક નીચી સપાટીએ આવેલાં ગામોમાં. ગોરાડુ કાલોલપાસે આવેલાં કેટલાંક ગામોમાં ઉંચા પ્રકારની છે પણ ઈશાન તરફ જતાં ઘણી હલકી થતી જાય છે. બેસર ( કાળી ) ઘણી ઉતરતી જાતની છે અને માત્ર હલકી જાતની ડાંગર પકવવા લાયકની છે એમાં પાક વિશેષે કરીને કોદરાનો કરવામાં આવે છે. કાળી કપાસ લાયકની જમીન કોઇ જગ્યાએ નથી, અને તેથીજ કાલોલ પરગણામાં કપાસ થોડો કરવામાં આવે છે.

હાલોલમાં વિશેષે કરીને બે જાતની જમીન જોવામાં આવે છે. નિચાણમાં આવેલા ભાગમાં કાળી જમીન આવેલી છે અને બીજા ભાગોમાં ગોરાડુ—ડુંગરાઓ તરફ છાછરી અને મેદાનમાં ઉંડી અને ચીકણી અને કોઇ કોઈ જગ્યાએ ઘણી

રેતાળ. એથી કરીને એ ઉત્તરમાં ગોરાડુ, પૂર્વમાં રેતાળ, અને દક્ષિણ અને પશ્ચિમમાં કાળી છે. પશ્ચિમ સીમા પર આવેલાં ગામોમાં ઘણી ફળદ્રુપ જમીન જોવામાં આવેછે, અને દક્ષિણમાં આવેલા ભાગમાં ઘણા ઉંચા પ્રકારની કાળી જમીન—ભરૂચ જીલ્લાની કપાસની જમીનને મળતી આવતી—માલમ પડે છે.

દોહદ તાલુકામાં ટેકરીવાળા ભાગમાં જમીન કેટલેક ઠેકાણે રતાશ પડતી અને કેટલેક ઠેકાણે પિળાશ પડતી છે, જ્યારે નિચાણવાળા ભાગમાં કાળી છે. ઝાલોદની જમીન ત્રણ જાતની છે—રતાશ પડતી જમીન જે વધારે ભાગમાં જોવામાં આવે છે તે ટેકરીઓની બાજુ પર આવેલી છે અને મેદાનવાળી જગ્યા તરફ ઓછી રેતાળ થતી જાય છે. વનસ્પતિનાં કોહાણથી કંઇક બનેલી ફળદ્રૂપ કાળી બેસર જમીન ઘણુંખરૂં નિચાણમાં આવેલા સપાટ ભાગમાં આવેલી છે; પણ સારામાં સારી જમીન (ભાઠાની) માછણ નદીની ખીણમાં લીમડી અને કારઠની આસપાસ આવેલી છે, અને છેક ઝાલોદ કસબા સુધી માલમ પડે છે. પત્થરની ટેકરીઓ પરની અને બીજી આમતેમ આવેલી છાછરી રેતાળ રાતી અને સૂકી કાળી જમીન સિવાય દોહદઝાલોદની જમીનં એ ભાગમાં પાણીની સગવડ સારી હોવાને લીધે ઘણા ઉંચા પ્રકારની છે અને કેટલાક ભાગની તો પાણી પાયા વગર બે પાક આપે એવી છે. ડાંગરની જમીન સિવાય આવી બેફસલી જમીન આખા ઈલાકામાં થોડાજ ભાગમાં આવેલી છે.

(૧) પાકઃ—જીલ્લાની ૫૮ ટકા જેટલી જમીન ખેડાણ છે. તેમાં અનાજ અને રેસાનો પાક થાય છે. અનાજમાં મુખ્યત્વે

કરીને મકાઈ, બાજરી, ચોખા, નાગલી, કોદરા, જુવાર, તથા ઘઉં, અને ચણા, અડદ, મગ, તુવેર, વટાણા વગેરે કઠોળ, અને તલ થાય છે. રેસામાં મુખ્યત્વે કરીને સણ થાય છે. કપાસ થાય છે પણ તે ઘણો થોડો થાય છે. શેરડી અને તમાકુ પણ પકવવામાં આવે છે, પણ તે ખેડા જીલ્લાના કરતાં ઘણા ઉતરતા પ્રકારનાં છે.

બધાં અનાજમાં મકાઈ સૌથી વધારે થાય છે. એ લોકોનો મુખ્ય ખોરાક છે. એ દોહદ, ગોધરા, અને ઝાલોદમાં મુખ્યત્વે કરીને પાકે છે. દોહદ–ઝાલોદવાળા ભાગમાં એ ચોમાસુ પાક છે. જૂન માસમાં એનું વાવેતર થાય છે અને સપ્ટેમ્બરમાં કાપણી કરવામાં આવે છે, જેથી કરીને ઘઉં અથવા ચણાના શિઆળુ પાકને માટે જમીન તૈયાર થઈ રહે. પંચમહાલની જમીનમાં મકાઇનો પાક ઘણોજ સારો ઉતરે છે કેમકે એ જમીન હાલ્લ થોડાંજ વરસ થયાં ખેડાણમાં આવી છે અને તેથી એમાં હજુ કસ રહેલો છે. ઘણું-ખરૂં મકાઇનું વાવેતર એકલુંજ કરવામાં આવે છે; એની સાથે બીજાં અનાજ વાવવામાં આવતાં નથી, કેમકે એને પાકતાં ઘણો ઓછો વખત (૪ મહીના) લાગેછે. મકાઈ પછી ચણા કરવા એ વધારે સારૂં છે; તેની પછી લોકો ઘઉં કરેછે એ ડહાપણ ભરેલું નથી, કેમકે આમ એકજ જાતનાં અનાજ કરવાથી જમીનનો કસ ઘણો બહાર ખેંચાય આવે છે.

બાજરીનો પાક બીજે નંબરે છે. એ ચોમાસુ પાક છે અને ગોરાડુ જમીનમાં સાધારણ રીતે થાય છે. એ ઘણે ભાગે પશ્ચિમ તરફના મહાલ (ગોધરા, કાલોલ, તથા હાલોલ) માં થાય છે.

ડાંગરનો પાક ત્રીજે નંબરે છે. એ પકવવાને જોઇતી ભિનાશ પંચમહાલની જમીનમાં છે એટલે એ બધા મહાલમાં કરવામાં આવે છે. પણ કાલોલ તાલુકામાં મલાવ તળાવ પાસેના ભાગમાંજ ઉંચા પ્રકારની ડાંગર થાય છે. બાકી બીજે બધે ઠેકાણે સુતરસાલ વગેરે હલકી જાત થાય છે. એ ચોમાસુ પાક છે અને એની પછી ઘઉં અથવા ચણા કરવામાં આવે છે.

" નાગલી, કોદરા, અને જુવાર મુખ્યત્વે કરીને પશ્ચિમ મહાલોમાં, તેમાં ખાસ કરીને હાલોલમાં, ભીલ, કોળી વગેરે જંગલી લોકો પકવે છે.

ઘઉંનો પાક થોડો છે અને એ ઘણે ભાગે ઇશાન ભાગમાં થાય છે, જેવા કે દાઉદખાની, કાઠા, વાજીઆ વગેરે જાતના. 'એનું વાવેતર નવેંબર ડિસેંબરમાં મકાઇનો પાક ઉતર્યા પછી સાધારણ રીતે કરવામાં આવે છે.

શેરડીનો પાક ગોધરા તથા કલોલમાં થાય છે ખરો પણ ઘણો થોડો.

ચણા, અડદ, મગ, તુવેર, વટાણા વગેરે કઠોળ બધા ભાગમાં થાય છે. એમાં ચણાનો પાક વિશેષ છે—મુખ્યત્વે કરીને દોહદ, ઝાલોદ, અને ગોધરામાં. તુવેર ગોધરા અને કાલોલમાં થાય છે.

તલનો પાક પુષ્કળ થાય છે અને તે ઘણે ભાગે દોહદમાં.

સણ દોહદ-ઝાલોદમાં આવેલી કાળી જમીનમાં પકવવામાં આવે છે. એ ચોમાસુ પાક છે અને પહેલો વરસાદ થયા પછી તરત વાવવામાં આવે છે.

કાલોલ-હાલોલમાં કપાસ કરવામાં આવે છે ખરો પણ તે ઘણો થોડા જથામાં. તમાકુ કેટલાક ભાગમાં કરવામાં

આવ છે, પણ એનો પાક એટલો બધો ઓછો છે કે એ ગણ-ત્રીમાં લેવા જોગ નથી. એ જીલ્લાની જરૂર પુરી પાડી શકે એટલો નથી. બાગાયત પાકમાં બટાટા, વેગણ, મરચા, લસણ, કાંદા વગેરે થાય છે.

ખેતરને નદી, તળાવ, અને કુવામાંથી પાણી પાવામાં આવે છે. ખેડુતવર્ગ ઘણે ભાગે (ભીલ, કોળી, નાયકડા લોકો) બેદરકાર છે અને ખેતરને પાણી કવચિતજ પાય છે. આખા જીલ્લામાં માત્ર ત્રણ ચોરસ માઈલ જેટલા ભાગમાં ખેતરને પાણી પાવામાં આવે છે. જીલ્લામાં ખેતીને પાણી પુરૂં પાડવા માટે એક સરકારી તળાવ છે-દોહદ તાલુકામાં મુવાળીઆ તળાવ. આ સ્થળે ખેતીને લગતા અખતરા કરવા સારૂ સરકારે એક ખેતર સ્થાપવા હુકમ કર્યો છે.

(૨) ફળાઉ વગેરે ઝાડ અને જંગલની પેદાશ:—

જીલ્લાના પૂર્વ ભાગમાં ઝાડ કંઈક ઓછાં આવેલાં છે પણ બીજા ભાગોમાં સારાં છે ફળાઉ વગેરે ઝાડોમાં મુખ્યત્વે કરીને મહુડા, આંબો, રાયણ, આમલી, તાડ, લીમડો, વડ, અને પીપળો જોવામાં આવે છે, આમાં મહુડો, આંબો, અને રાયણ ઘણા કામનાં છે, કેમકે ઉનાળામાં જ્યારે ઉડાઉ-પણાને લીધે ભરી રાખેલું અનાજ ખપી જાય છે, ત્યારે ભીલ, કોળી, અને બીજી ગરીબ જાતના લોકો એનાં ફળ ઉપર જીવે છે. મહુડાનાં ફૂલ ખાવાના કામમાં લેવાય છે તેમજ એનો દારૂ બને છે, અને તેના બી (ડોળી)માંથી ડોળીઉં તેલ નીકળે છે જે ઘણું વપરાશમાં આવે છે. મહુડાનું લાકડું ઈમારતી કામમાં ઘણું વપરાય છે. રાયણનું લાકડું ઘણું મજબુત છે, અને તે દેશી તેલ પીલવાની ઘાણી અને

શેરડીનો રસ કાઢવાનું કોલું બનાવવાના કામમાં આવે છે. તાડના રસની તાડી થાય છે; એનાં પાંદડાં ઘરનાં છાપરાં છાવામાં ખપ લાગે છે; અને એનું લાકડું ઢોલ બનાવવાના કામમાં આવે છે તેમજ તેની પાણી વહેવરાવવાની પરનાળ બને છે.

મહુડા ઉપરાંત સાગ, ખાખરા, ધાવડા, શીમળ, વાંસ, સીસમ વગેરે જંગલી ઝાડો પુષ્કળ થાય છે. સાગનું લાકડું ઈમારતી કામમાં આવે છે. ખાખરાનાં ઝાડ ઘણાં ઉપયોગી છે: એનો ગુંદર નાયકડા લોકો એકઠો કરે છે; એનાં પાંદડાંની પત્રાવળિ બને છે; એનાં મૂળીઆનાં દોરડાં બને છે; એનાં ફૂલ ( કેસુડાં ) કપડાં રંગવાના તથા ઔષધના કામમાં આવે છે, તેમજ ભેંસને ખવડાવવામાં આવે છે, અને એનું લાકડું બળતણ તરીકે વપરાય છે, અને ગુંદર રંગાટી કામમાં ઘણો લેવાય છે. શીમળનું લાકડું દીવાસળી બનાવવાના કામમાં આવે છે. વાંસ ગોધરાની ઈશાનમાં આવેલા ટેકરીવાળા ભાગમાં થાય છે, અને છાપરાં બાંધવાના કામમાં આવે છે. સીસમ દોહદ, ઝાલોદ, અને હાલોલ મહાલમાં થોડા જથામાં મળી આવે છે. દોહદમાં એનાં રમકડાં અને કાંસકીઓ બને છે. એ સિવાય બોરડી, સીતાફળી વગેરે સામાન્ય ઝાડો જોવામાં આવે છે.

ક. જાનવરો:—

( ૧ ) પળાતાં જાનવરોમાં ગાય, ભેંસ, બળદ, બકરાં, ઘેટાં, ઘોડાં, ગધેડાં વગેરે છે. એને ઉછેરવામાં અને પાળવામાં બરાબર સંભાળ નહિ રખાતી હોવાને લીધે એ સાધારણ રીતે કદમાં નાનાં છે, તોપણ ગોધરાના ઘાંચી

લોકોનાં ઢોર સારી સંભાળ લેવાવાને લીધે શરીરે સારા અને મજબુત હોય છે. સને ૧૮૯૯-૧૯૦૨ ના દુકાળમાં ઘાસચારાની તંગીને લીધે આસરે ૨ લાખ ઢોર મરી ગયાં હતાં.

(૨) જંગલી જાનવરો:—આગળ પંચમહાલનાં જંગલોમાં પુષ્કળ જંગલી જાનવરો રહેતાં, જેવાં કે વાઘ, દીપડા રીંછ, જંગલી ડુક્કર, અને ઘણી જાતનાં હરણ. પણ એ જીલ્લો અંગ્રેજી રાજ્ય સાથે જોડાયો ત્યારથી વસ્તીમાં ધીમેધીમે ઉમેરો થવાને લીધે, ખેતીનો વિસ્તાર વધવાને લીધે, અને યુરોપીઅન શિકારીને હાથે જંગલી જાનવરોનો ઘણો નાશ થવાને લીધે એ જાનવરોની સંખ્યા ઘણી ઓછી થઇ ગઇ છે.

(૩) શિકાર કરવા જેવાં પક્ષીઓ, જમીનપર તેમજ પાણીમાં રહેનારાં, તિત્તર, સારસ, બતક વગેરે પુષ્કળ છે.

(૪) પેટે ચાલનારા પ્રાણી:—પંચમહાલમાં સાપ ઘણા છે, જેવા કે નાગ, કોડીઓ, તણુચકોટ.

(૫) માછલાં:—ગોધરા તાલુકાના પશ્ચિમ ભાગમાં આવેલાં થોડાંજ ગામો આગળ થઇને મહી નદી વહે છે તેથી અને જીલ્લામાં બીજી કોઈ આખું વરસ વહે એવી મોટી નદી નહિ હોવાને લીધે માછલાં ઘણાંજ ઓછાં જણાય છે.

---

# પ્રકરણ ૪. વસ્તી.

આ જીલ્લો ગુજરાતની છેક પૂર્વમાં ઓછાવત્તા ટેકરીવાળા અને જંગલથી પથરાયલા મુલકમાં આવેલો છે, અને

આસપાસ દેશી રાજ્યોથી વીંટળાયલો છે; અને ગુજરાતના મેદાન અને ખંડવાની ખીણમાં થઈને જતા બે મોટા અસલ વેપારી માર્ગ, જ્યાં આગળથી હાલ બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે અને રજપુતાના માળવા રેલવે પસાર થાય છે, તે માર્ગની સુધારો કરનારી અસરથી આ જીલ્લો છેક આધુનિક કાળ સુધી આઘો રહ્યો હતો. તેથી કરીને ઉત્તર તરફથી આર્ય લોકોના ઉતરી આવવાને લીધે જે ગુજરાતના મધ્ય મેદાનમાં વસતી અસલ જાતોને ખસવું પડયું, તેને આ જીલ્લામાં સારો આશ્રય મળ્યો—જ્યાં એ જાતો પોતાની સ્વતંત્રતા અને નિરંકુશતાની અર્ધ જંગલી સ્થિતિમાં વગર હરકતે રહી શકી. આ કારણને લીધે પંચમહાલની વસ્તીનો મોટો ભાગ પાછળ પડતો—અજ્ઞાન અને વહેમમાં ગરક થઈ ગયલો—હોય તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

અ. સંખ્યાઃ—સને ૧૯૦૧ માં થયલી વસ્તીની ગણત્રી પ્રમાણે જીલ્લામાં ૨૬૧૦૨૦ માણસની વસ્તી છે. આ ગણત્રી સને ૧૮૯૧ ની ગણત્રી ( ૩૧૩૪૧૭ ) કરતાં ઘણી ઓછી છે. ઘટાડાનું મુખ્ય કારણ છેલ્લા ઉપરાઉપરી પડેલા દુકાળો તથા મરકી છે.

બ. લોકોની જાતઃ—વસ્તી મુખ્યત્વે કરીને ભીલ, કોળી અને નાયકડા લોકોની બનેલી છે, કેમકે આ જંગલી જાતોનું પ્રમાણ ૬૦ ટકા જેટલું છે. એ જાતોથી ઉતરતું પ્રમાણ ( ૩૦ ટકા ) હિંદુઓનું છે, તોપણ આમાં બ્રાહ્મણ, વાણીઆ વગેરે ઉંચ કોમનું પ્રમાણ માત્ર ૫ ટકા જેટલુંજ છે. બ્રાહ્મણો અસલ ગોરપદું અને ભિક્ષુકવૃત્તિ કરવા માટે અને વાણીઆ વેપારઅર્થે આવ્યા હશે. બીજા હિંદુઓમાં પટેલીઆ, કણબી, રજપુત, રાવળ, લબણા, વણજારા,

કુંભાર, ચમાર, ઢેડ, ભંગી વગેરે છે. મુસલમાન લોકોનું પ્રમાણ ૮ ટકા છે. તેઓની વસ્તી મુખ્યત્વે કરીને અસલ મુસલમાન ધર્મમાં વટલી ગયલા લોકોના વંશજો જેવા કે ઘાંચી અને વહોરા, અને પરદેશથી સિપાઇઓ તથા અંગત નોકરો તરીકે આવીને વસેલા લોકોના વંશજો જેવા કે પઠાણ, આરબ, અને શેખની બનેલી છે. બાકીની જાતોમાં શ્રાવક, ખ્રિસ્તી, પારસી, સીખ, અને યાહુદી છે; પણ આ જાતોની વસ્તી ઘણીજ ઓછી છે,* એટલી બધી ઓછી કે ગણત્રીમાં નહિ લઇએ તો ચાલે. આમાં ખ્રિસ્તી લોકોની વસ્તી મિશનરી (ખ્રિસ્તી ધર્મપ્રસારક) મંડળીઓ† ના દઢ પ્રયાસોને લીધે વધતી જાય છે.

ક. વસ્તીની વહેંચણીઃ—આમાં ભીલ લોકો ઘણે ભાગે પૂર્વ મહાલોમાં અને ગોધરામાં; કણબી, કોળી, અને નાયકડા પશ્ચિમ મહાલોમાં; પટેલીઆ દોહદમાંજ; અને રજપુત, બ્રાહ્મણ, અને વાણીઆ લગભગ સર્વ ઠેકાણે—તેમાં છેલ્લી જાત (વાણીઆ) તો નાનાં મોટાં સઘળાં ગામોમાં—વસેલા છે. મુસલમાન ઘાંચી ગોધરામાં અને દાઉદી વહોરા દોહદમાં જોવામાં આવે છે.

ક વસ્તીનું પ્રમાણઃ—આ બાબતમાં ખેડા જીલ્લો અને પંચમહાલ જીલ્લો સામસામે છેડે આવેલા છે. જ્યારે

---

* શ્રાવક (જૈન) ૧૯૭૯; ખ્રિસ્તી ૫૦૧ (૪૮૯ દેશી); પારસી ૧૩૭; સીખ ૩૧૩; યાહુદી ૨.

† આયરિશ પ્રેસ્બિટેરીઅન મિશન દોહદ અને ઝાલોદમાં કામ કરે છે અને એક અમેરિકન મિશનરી ટોળી ગોધરામાં કામ કરે છે.

ખેડા ગુજરાતમાં* સૌથી વધારે ઘીચ ( દર ચોરસ માઇલે સરાસરી ૪૪૮ માણસની ) વસ્તીવાળો જીલ્લો છે, ત્યારે પંચમહાલ છેક ઓછી ( દર ચોરસ માઇલે સરાસરી ૧૬૩ માણસની ) વસ્તીવાળો છે.

ૡ. શહેરોની અને ગામડાંની સરાસરી વસ્તીઃ—આ જીલ્લાનાં શહેરોની વસ્તી લગભગ ખેડા જીલ્લાનાં શહેરોની વસ્તી જેટલીજ છે ( આસરે ૧૨૦૦૦ ); પણ ગામડાંની વસ્તી ખેડા જીલ્લાનાં ગામડાંની વસ્તી કરતાં ઘણી ઓછી છેઃ—$\frac{1}{3}$ થી પણ ઓછી ( ૩૧૩ ).

ૠ. લોકોનું શહેરમાં જઇને વસવાનું વલણઃ—શહેરોની અને ગામડાંની વસ્તીનું પ્રમાણ લગભગ ખેડા જીલ્લા જેટલુંજ ( ૧૭:૮૩ ) છે. એ સને ૧૮૯૧ માં વસ્તીની ગણત્રીમાં આવેલાં પ્રમાણ ( ૧૨:૮૮ ) કરતાં ઘણું વધારે છે અને લોકોમાં શહેરમાં જઇને વસવાનાં વધતાં જતાં વલણનો પુરાવો છે. આનું કારણ ઘણે ભાગે દુકાળ છે, કેમકે સાધારણ રીતે દુકાળના માર્યા પોતપોતાનાં ગામ છોડીને કામની શોધમાં મોટાં મોટાં વેપાર ધંધાનાં મથકો ( શહેરો ) તરફ જવાની લોકોને જરૂર પડે છે. આ પ્રમાણે ગોધરા શહેરમાં વસ્તીનો જમાવ થયલો જોવામાં આવે છે. જ્યારે સને ૧૮૯૧ માં એ શહેરની વસ્તી ૧૪,૬૫૧ માણસની હતી ત્યારે આજે ( સને ૧૯૦૧ માં ) તે વધીને ૨૦,૯૧૫ ની થઈ છે, એટલે તેમાં ૪૨ ટકા જેટલો વધારો થયો છે.

---

* ખેડા જીલ્લો આખા મુંબાઈ ઈલાકામાં પણ સૌથી વધારે ઘીચ વસ્તીવાળો છે.

ગ. ધર્મ:—આ જીલ્લામાં બૌદ્ધ ધર્મ સિવાય સઘળા મુખ્ય ધર્મના લોકો ઓછાવત્તા પ્રમાણમાં વસતા માલમ પડેછે. હિંદુઓ હિંદુ, મુસલમાનો મુસલમાની, શ્રાવકો જૈન ખ્રિસ્તીઓ ખ્રિસ્તી, પારસીઓ ઝરથુસ્તી, સીખ લોકો નાનક-શાહી, અને યાહુદીઓ યાહુદી ધર્મ પાળે છે.

પણ જંગલી અનાર્ય લોકો જેઓનો વસ્તીનો મોટો ભાગ બનેલો છે તેઓનો ઉપર જણાવેલા કોઇ પણ ધર્મમાં સમાવેશ થઈ શકતો નથી. જનસમાજની શ્રેણીમાં તેઓ જે પંક્તિએ આવેલા છે તે પરથી જેમ ધારી શકાય તેમ તેઓને ધર્મ એટલે શું એનો સ્પષ્ટ વિચાર નથી અને તેઓ કોઈપણ અમુક ધર્મ માનતા નથી. એ લોકો કેટલાક રીતરિવાજો પાળેછે તેના ઉપરથીજ એમના ધર્મનું ( જો એને ધર્મનું નામ આપી શકાય તો ) અનુમાન કરવાનું છે. માતા સિવાય એ લોકો સાધારણ હિંદુ દેવોને પૂજતા નથી. બ્રાહ્મણો તરફ તેઓ ખાસ પૂજ્ય ભાવની નજરથી જોતા નથી. એ લોકોના બ્રાહ્મણ નહિ એવા જુદાજ ગોર હોય છે, જેવા કે બડવા, રાવળ અને ઢોલી. એઓને ગાયને માટે કાંઇ લાગણી હોતી નથી, અને ગાયનું માંસ ખાતાં અચકાતા નથી. એઓ ડાકણને અને નજરને માને છે. દાખલા તરીકે, એ લોકો પાસે પાસે રહેતા નથી, પણ રખે ને પડોસી ડાકણ તો ન હોય એવી બીકથી એકએકથી થોડે થોડે અંતરે પોતપોતાનાં ખેતરોમાં ઘરો બાંધેછે; જે ઘરમાં લાંબો વખત સુધી માંદગી ભોગવી હોય અથવા કોઈ મરણ થયું હોય ત્યાં એ લોકો રહેતા નથી. એઓ ભૂતપિશાચને માને છે અને પોતાના ગત થયલા બાપદાદાઓને પૂજે છે. જીલ્લામાં થઇને અને ખાસ કરીને આ જાતોથી વસેલા ભાગમાં થઇને પસાર થનાર માણસની

નજરે વખતે વખતે સિંધુરથી રંગેલા અને ઉપર કોતરેલી આકૃતિઓવાળા પથરાઓથી વાડ કરી લીધેલી ચોખંડી જગ્યા પડે છે; એને દેવસ્થાન કહે છે. એ આકૃતિઓમાં આ લોકો પોતાના ગત થયલા નામીચા બાપદાદાઓને ઘોડા પર બેસીને ભાલાવતી વાઘને મારતા બતાવે છે. એઓ ચંદ્ર (બારબીજ) ને અને વાઘને પણ માને છે. ભીલ લોકો બારબીજના અને નાયકડા વાઘદેવના સોગંદ ખાય છે. ટુંકામાં, પોતાની સમજમાં નહિ આવી શકે તેવાં અસાધારણ કદ, આકાર, બળ અથવા શક્તિવાળાં પ્રાણી, પદાર્થ વગેરેને શાન્ત્વન કરવાના હેતુથી પૂજવાનું એ લોકોનું વલણ હોય છે. કોળી લોકો* અર્ધા ભીલ અને અર્ધા રજપૂત હોવાને લીધે અધવચરી સ્થિતિમાં છે. તેઓ અર્ધો હિંદુ ધર્મ પાળે છે.

૬. લોકોનું આચરણ:—લોકોનું આચરણ જીલ્લાની કુદરતી સ્થિતિ અને ત્યાંની રાજ્યવ્યવસ્થા પર ઘણે અંશે આધાર રાખેછે. પંચમહાલ જંગલી જીલ્લો હોવાને લીધે અને છેક અર્વાચીન કાળ સુધી ત્યાંના રાજ્યકર્ત્તા ગુનેહગારને ઘટતી સજા કરવાને અશક્ત હોવાને લીધે ભીલ, કોળી વગેરે જંગલી લોકો ચોરી તથા લૂટફાટ કરવાની દરેક તકનો લાભ લેતા અને એ પ્રમાણે વગર મહેનતે પેટ ભરતા. પણ અંગ્રેજી રાજ્ય થયા પછી આ લોકો ધીમે ધીમે ઠંડા પડી જઈ ખેતી, મજુરી વગેરે સુલેહભરેલે ધંધે રોજગારે લાગી ગયા છે. પચાસ વરસ પર એ લોકો લૂટફાટ કરવાનેજ શહેરોમાં દાખલ થતા, પણ હાલ તેને બદલે શહેરમાં બજાર વગેરે જગ્યાએ દાણા, લાકડાં, ઘાસ વગેરે વેચતા

* બિશપ હીબર એ લોકોને સુધરેલા ભીલને નામે વર્ણવે છે.

ટોળાંબંધ જોવામાં આવે છે. એ લોકો પ્રામાણિક અને નીમકહલાલ છે, પણ સામાન્યરીતે ઉડાઉ, આવતી કાલની ફીકર નહિ રાખનારા, અને દારૂડીઆ હોય છે. બાકીની જાતો શાંત, મિતાહારી, અને કાયદાને માન આપનારી છે. મુસલમાન ઘાંચી અને વહોરાઓ અક્કલમંદ, આગળ પડતા, અને કરકસરીઆ છે, અને સારા વેપારી નીવડે છે.

ज. શરીરનો બાંધોઃ—આ જીલ્લો છેક આધુનિક કાળ સુધી જંગલી અને ઘણે ભાગે નહિ વસેલો હતો; તથા આસપાસ આવેલાં દેશી રાજ્યોમાં રહેનારી જંગલી નિરંકુશ જાતોને લૂટફાટ કરવા માટે ધાડ પાડવાનું ઠેકાણું હતું; તેથી કરીને લોકો કુદરતી રીતે અને આસપાસના સંજોગોથી ઘડાઈને જોરાવર, મજબુત, અને ચપળ છે. તેઓ અહીંની હવા વિષે કવચિતજ ફરીઆદ કરે છે; અને કેટલેક અંશે જાણે હવા તેઓને માફક આવી ગઇ હોય તેમ લાગેછે.

---

## પ્રકરણ ૫.

## ધંધો, વેપાર રોજગાર, અને ઉદ્યોગો.

જીલ્લામાં મુખ્ય ધંધો ખેતી છે. વસ્તીનો ૭૦ ટકા કરતાં પણ વધારે ભાગ જમીન પર ગુજરાન ચલાવે છે. ખેતી કરનારી મુખ્ય જાતો ભીલ, કોળી, નાયકડા, પટેલીઆ, કણબી, રજપૂત, રાવળ, વણજારા, માળી, લુવાણા, કાછીઆ, અને મુસલમાન છે. આમાં અસલ વડોદરા અને ખેડા જીલ્લામાંથી આવેલા કણબી અને કાછીઆજ ખેતીના કામમાં

કુશળ છે. પટેલીઆ, રજપૂત, કોળી, માળી, મુસલમાન વણજારા, લબાણા, અને રાવળ આથી ઉતરતી પંક્તિએ, આવે છે, અને સાધારણ રીતે ખેતી ઠીક કરે છે; પણ ભીલ અને નાયકડા એ કામમાં બહુજ જંગલી અને બેઅક્કલ છે. આ છેલ્લી જાતના લોકો પોતાનાં ખેતરને પાણી પાવાની અથવા તો ત્યાં ખાતર નાખવાની કાળજી રાખતા નથી. ફક્ત એક વાર હુળવતી જમીનને ખોતરી નાખે છે, અને વાવેતર કરીને ચાલ્યા જાય છે. પછી છેક કાપણી કરવાનો વખત આવતા સુધી ખેતરમાં ઉગેલાં નકામાં ઝાડવાં કાઢી નાખવા વગેરે કોઈ પણ રીતની ઘટતી ફીકર રાખતા નથી.

૧૧ ટકા જેટલી વસ્તી વંશપરંપરાથી ઉતરી આવેલા ધંધા પર જેવા કે કુંભારનો, સુથારી, લુહારી, દરજીનો વગેરે, અને વેપારરોજગાર પર ગુજરાન ચલાવે છે. પણ અમુક વેપાર અથવા રોજગાર અમુક ઠેકાણેજ ચાલતો જોવામાં આવે છે તે કાંઈ માત્ર અકસ્માત્ બનાવ નથી. આ જીલ્હમાં જે જે વેપાર-રોજગાર ચાલેછે તે અહીંની પેદાશનુંજ પરિણામ છે.

જીલ્લામાં અનાજ, તલ, ઈમારતી લાકડાં, સાગ, બાળવાનાં લાકડાં, અને બાંધકામમાં આવે એવા પથરા વગેરે માલની પુષ્કળ પેદાશ હોવાથી અહીં અનાજના વેપારીઓ, ઘાંચીઓ (તલ પીલનારા), લાકડાંના વેપારીઓ, પત્થરના વેપારીઓ વગેરે હસ્તીમાં આવ્યા છે; ત્યારે શણ, ઊન, સીસમ, લાખ, મહુડાં વગેરેની પેદાશને લીધે કેટલાક નાના સ્થાનિક ઉદ્યોગો ઉત્પન્ન થવા પામ્યા છે. દાખલા તરીકે શણની ટાટપટ્ટી, કોથળા વગેરે બનાવવાનું તથા ઊનના કામળા બનાવવાનું કામ ઝાલોદમાં થાય છે, અને સીસમનાં રમકડાં તથા

કાંસકીઓ દોહદમાં થાય છે. દોહદમાં ખાસ જાણવા લાયક ઉદ્યોગ લાખ*ની બંગડીઓ બનાવવાનો છે; ત્યારે ઝાલોદમાં ભીલ લોકોનાં ઘરેણાં બનાવવાનો અને ગોધરામાં ઘરમાં વાપરવા લાયક મેજ, ખુરસી, પલંગ વગેરે સરસામાન બનાવવાનો છે. ગોધરામાં મહુડાંનો દારૂ બનાવવાનું કારખાનું એક પારસી વેપારી ચલાવે છે, જ્યાંથી પંચમહાલને તેમજ ભરૂચ જીલ્લાને દારૂ પુરો પાડવામાં આવે છે.

પણ પંચમહાલમાં મકાઈ, ચણા, તલ, શણ, ઇમારતી તથા બાળવાનાં લાકડાં, મહુડાનાં ફૂલ, બાંધકામમાં આવે એવા પથરા વગેરેની પેદાશ ત્યાંના ખપ કરતાં વિશેષ છે, એટલે સ્વાભાવિક રીતે વધારાની ચીજ બીજા જીલ્લામાં મોકલવામાં આવે છે અને તેના બદલામાં જે વસ્તુ પંચમહાલમાં થતી નથી તે બહારથી લાવવામાં આવે છે. આને નિકાસ અને આયાત કહે છે.

**વ્યવહારનાં સાધનોઃ**—પણ આ આયાતનિકાસનો વેપાર માલ લાવલઈજા કરવાની પુરતી સગવડ વગર ચલાવાય નહિ. જીલ્લો અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો ત્યાર બાદ આવાં સાધનો ઘણાં સુધર્યાંછે. આણંદથી દોહદ સુધીનો અસલ રસ્તો જે અદ્યાપિસુધી ગાડાં મારફત વ્યવહારને માટે ચાલુ રાખવામાં આવેલો છે તેની લગોલગ થઈને હાલ ગોધરા રતલામ રેલવે જાય છે. એ પશ્ચિમથી પૂર્વ તરફ જીલ્લામાં થઈને પસાર થાય છે, અને ગોધરા તથ દોહદને જોડી દઈ તેમને એક તરફ ગુજરાત સાથે અને બીજીતરફ નિકટ માળવા સાથે સંબંધમાં આણે છે. હાલ નવી

---

* જંગલમાં ભીલ લોકો પોપળા, ખાખરા, વગેરે ઝાડોમાંથી લાખ એકઠી કરે છે અને શહેરમાં લાવી વેપારીને વેચેછે.

બંધાયલી વડોદરા ગોધરા રેલવે સદર તાલુકાને (ગોધરા) કાલોલના દક્ષિણ મહાલ સાથે અને ત્યાંથી આગળ વડોદરાનાં અને દક્ષિણ ગુજરાતનાં મોટાં વેપારી મથકો સાથે જોડે છે. વળી આ રેલવે બંધાવાથી પ્રાંતિક સરકારની રાજધાની મુંબઈ શહેરનું અંતર ઓછું થયું છે. આ બે રેલવે પરનાં ૧૨ સ્ટેશન આ જીલ્લાની હદમાં આવેલાં છે, જ્યાંથી વધારાની પેદાશ જીલ્લા બહાર મોકલી શકાય છે.

એ સિવાય પાંચ મોટા બાંધેલા રસ્તા છે. એક ઉત્તરમાં ગોધરાથી સહેરા સુધી અને ત્યાંથી આગળ લુણાવાડા સુધી; બીજો ગોધરાથી દક્ષિણમાં કાલોલ તથા હાલોલ સુધી અને ત્યાંથી આગળ છેક જાંબુઘોડાની સરહદ સુધી; ત્રીજો ગોધરા તાલુકામાં આવેલાં સૂંથરોડ સ્ટેશનથી ઠેઠ સૂંથરાજ્યની હદ સુધી જાય છે. એક રસ્તો ઝાલોદથી નીકળી લીમડી થઇ દેવગઢબારીઆમાં આવેલા લીમખેડા સ્ટેશન સુધી જાય છે, અને બીજો લીમડીથી દોહદ સુધી જાય છે.

આ ઉપરાંત બીજા ઘણા ગાડાંને જવાના રસ્તા છે. ભારે વરસાદ આવી ગયો હોય ત્યાર સિવાય બધે વખતે ત્યાં થઇને જઈ શકાય છે. તેઓ સીધા મોટા રસ્તાઓ સાથે દૂર આવેલાં ગામડાંઓને જોડે છે. ટપાલ તથા તાર મારફત વ્યવહાર ચલાવવાનાં પણ જોઈએ તેવાં સાધન પુરાં પાડવામાં આવેલાં છે. પાંચે મહાલનાં મુખ્ય શહેરોમાં ટપાલ ઓફિસ અને ગોધરા તથા દોહદમાં ટપાલ ઓફિસ સાથે જોડેલી તાર ઓફિસ આવેલી છે. એ સિવાય બંને રેલવે ઉપર આવેલાં સ્ટેશનોથી પણ તાર મારફત વ્યવહાર ચલાવી શકાય છે.

વેપારનાં મુખ્ય મથકઃ—એ તો દેખીતુંજ છે કે જે જગ્યાએ ઉપર દર્શાવેલાં વ્યવહાર ચલાવવાનાં જોઈએ તેવાં

સાધનો હોય તેજ વેપારનાં મુખ્ય મથક થઇ શકે. આ જીલ્લામાં ગોધરા તથા દોહદ વેપારનાં મુખ્ય મથક છે કેમકે ત્યાં આવી રીતની સવડ ઘણી સારી છે.

જીલ્લાની વધારાની પેદાશ સ્વાભાવિક રીતે શહેર તરફ ઉતરી આવે છે અને ત્યાંથી બહારગામ નિકાસ કરવામાં આવે છે. પંચમહાલ જેવા પાછળ પડતા જીલ્લામાં વસ્તી ગરીબ, અજ્ઞાન, અને સ્વતંત્રપણે વેપાર ચલાવવાને અશક્ત હોવાને લીધે વધારાની ઉપજ સ્થાનિક શાહુકાર લોકો ખેડુત લોકોને પોતે ધીરેલાં નાણાં બદલ ઉઘરાવી લે છે અને આગગાડી મારફત બહાર મોકલે છે. આ પ્રમાણે બધો ધંધો મુખ્યત્વે કરીને વાણીઆ, વહોરા, અને મુસલમાન ઘાંચી લોકોના હાથમાં રહેલો છે: વાણીઆના હાથમાં અનાજનો, વહોરાના હાથમાં લાકડાંનો, અને ઘાંચીના હાથમાં તેઓનું નામ સૂચવે છે તેમ તલ, ડોળી વગેરે ચીજોનો.

નિકાસ અને આયાત:—ગોધરામાંથી મુખ્ય નિકાસની ચીજો ઈમારતી અને બાળવાનાં લાકડાં, સાગની વળીઓ, ચણા, તલ, દિવેલા, મહુડાનાં ફૂલ વગેરે છે. ઈમારતી લાકડાં અને સાગ અમદાવાદ બહોળા જથામાં મોકલવામાં આવે છે. તેજ પ્રમાણે બાળવાનાં લાકડાં પણ એ શહેરમાં સાંચાકામથી સુતર કાંતવાના અને કાપડ વણવાના ઉદ્યોગની વૃદ્ધિને લીધે ખાંડીબંધ જાય છે. વળી અમદાવાદમાં આવેલા દીવાસળીનાં કારખાનામાં દીવાસળી બનાવવા માટે શીમળનું લાકડું વપરાતું હોવાથી એની પણ નિકાસ થાયછે. ચણા, તલ અને દિવેલા ગુજરાત તરફ જાય છે. મહુડાના બીમાંથી કાઢેલું ડોળીઉં તેલ કપડવંજ જાયછે, જ્યાં તે દેશી

સાબુ બનાવવાના કામમાં વપરાય છે. મહુડાનાં સુકવેલાં ફૂલ અને ફળ ગુજરાત અને મુંબઈ તરફ જાય છે.

દોહદ આગલા વખતમાં ગુજરાત, માળવા, અને મેવાડનો અનાજનો કોઠાર ગણાતું. હાલ પણ અહીંથી મકાઇ, ચણા, ચોખા, ઘઉં, અને તલ ગુજરાત અને માળવા તરફ જાયછે. ઝાલોદમાં થતું શણ ગુણપાટના કોથળા બનાવવા માટે કલકત્તા જાય છે. મુંબઈની ટ્રામ્વે કંપની પોતાના ઘોડા માટે મકાઈ અને ચણા દોહદમાં ખરીદે છે. આયાતી માલમાં મુખ્યત્વે કરીને ખારાઘોડામાં સરકારી મીઠાના અગર છે ત્યાંથી મીઠું, ખેડા જીલ્લામાંથી તમાકુ, અને અમદાવાદ અને મુંબઈથી કાપડ, વિલાયતી માલ, લોખંડનો સામાન, નાળિએર વગેરે લાવવામાં આવે છે.

વ્યાજુ ધંધો—આ સિવાય વ્યાજુ ધંધો અગત્યતા ધરાવનારો છે. ધંધો વાણીઆ લોકો મુખ્યત્વે કરીને ગરીબ, અજ્ઞાન, જંગલી જાતના લોકોમાં ચલાવે છે. આગળ થઇ ગયલા સર્વે સુપરિન્ટેન્ડન્ટ મિ. બેટસ લખે છે તેમ આ લોકો અને શાહુકારો વચ્ચે સંબંધ એવો છે કે જાણે એ બંનેએ કાંઈક આવો એકરાર નહિ કર્યો હોય કે ભીલને જોઈતો ખોરાક અને દારૂ શાહુકારે પુરો પાડવો, અને શાહુકારે તે બદલ જમીનની બધી ઉપજ લેવી, તેમાંથી સરકારી મહેસુલ ભરવી, અને આવતી મોસમને માટે આ લોકોને બી પુરૂં પાડવું. પણ આ પરાધીન અવસ્થામાંથી ખેડુતવર્ગને મુક્ત કરવાને હાલ થોડો વખત થયાં સરકારે ડેકન એગ્રિકલ્ચરિસ્ટસ રિલીફ એક્ટ (દક્ષિણખેડુતસંકટનિવારણને માટે કાયદો) ગુજરાતના જીલ્લાઓમાં લાગુ પાડ્યો છે.

મજુરીઃ—વસ્તીનો ૯ ટકા જેટલો ભાગ મજુરી કરીને રહે છે, જેવા કે ભીલ, કોળી, નાયકડા વગેરે.

બાકીના લોકો પરચુરણ ધંધોરોજગાર કરેછે—નોકરી, ભીખ વગેરે.

## પ્રકરણ ૬.

## રાજ્ય વહીવટ.

અ. મુલ્કીઃ—સને ૧૮૬૧ માં પાંચ મહાલ સિંધીઆ સરંકારના હાથમાંથી અંગ્રેજ લોકોના હાથમાં આવ્યા ત્યારે પ્રથમ તો તે રેવાકાંઠાના પોલિટિકલ એજંટના તાબા નીચે મૂકવામાં આવ્યા. સને ૧૮૬૪ માં મહેસુલ ખેડા જીલ્લા મારફત આપવાની થઇ. સને ૧૮૭૬ માં પાંચે મહાલોનો એક જુદો " નૉન રેગ્યુલેશન " *જીલ્લો કરવામાં આવ્યો, અને તેને " કલેકટર અને એજંટ ટુ ધી ગવર્નર ઑફ બૉમ્બે પંચમહાલ " એ નામના અમલદારના હાથ નીચે મૂકવામાં આવ્યો. સને ૧૮૮૫ થી જીલ્લો " રેગ્યુલેશન ડિસ્ટ્રિક્ટ " તરીકે ગણાવા લાગ્યો છે, અને ત્યાં કલેકટર જે રેવાકાંઠાના પોલિટિકલ એજંટ પણ છે તેની હુકુમત ચાલે છે. એ જીલ્લાના બે ભાગ પાડવામાં આવ્યા છે; એક આસિસ્ટન્ટ કલેકટરના અને બીજો ડેપ્યુટી કલેકટરના તાબા નીચે છે.

* " નૉન રેગ્યુલેશન " જીલ્લો એટલે જ્યાં સામાન્ય કાયદાકાનુનો અને સાધારણ દિવાની કોર્ટોની સત્તા લાગુ પાડવામાં નહિ આવ્યાં હોય એવો જીલ્લો.

જીલ્લાના ત્રણ તાલુકા, ગોધરા, કાલોલ, અને દોહદ, દરેક મામલદારોના તાબા નીચે સોંપવા આવ્યા છે; અને બે પેટામહાલો, ઝાલોદ અને હાલોલ, દરેક મહાલકરીના તાબા નીચે છે. જીલ્લામાં ૬૮૯ ગામ આવેલાં છે, જેમાંનાં દરેકમાં જોઇતા અમલદારો રહે છે, તેમાં કેટલાક વંશપરંપરાથી ઉતરી આવેલા અને બાકીના પગારદાર છે; જેવા કે પટેલ જે ઘણુંખરૂં (પણ હમેંશ નહિ) મુલ્કી તેમજ પોલીસ કામકાજ બાબતમાં ગામનો મુખી છે; તળાટી જે ગામને લગતું કારકુની અને હિસાબી કામ કરે છે; રાવણીઓ અથવા હવાલદાર જે ગામનો સિપાઇ છે; ગામનો ઢેડ, પગી વગેરે. એ સિવાય બીજા પણ નોકરો છે—સુથાર, કુંભાર, લુહાર, હજામ વગેરે—જેનો ગામને ખપ પડે એવા. તળાટી પગારદાર નોકર છે, અને પટેલ તથા રાવણીઆ પોતાની નોકરી બદલ કેટલીક માફી જમીન ખેડે છે અથવા તો તેઓને સરકાર તરફથી ઉચક રકમ વરસોવરસ મળે છે. ઢેડ અને પગીને બીજા ગામના નોકરોની માફક પસાયતાં (જેના પર મહેસુલ ઓછીવત્તી માફ કરી હોય એવી જમીન) મળેલાં હોય છે અને ગામના લોકો પાસેથી અનાજ વગેરે મળે છે. આ પ્રમાણે દરેક ગામમાં પોતપોતાનો વહીવટ ચલાવવાને સંપૂર્ણ સાધનો છે.

ગામની મહેસુલને લગતા હિસાબ સરળ અને સંપૂર્ણ છે અને સર્વે રજીસ્ટર પરથી કાઢેલા છે. દરેક ખાતેદારને એક પહોંચની ચોપડી (રિસીટ બુક) આપવામાં આવેલી હોય છે, તેમાં જેટલી જમીન તેને ખાતે હોય તે નોંધવામાં આવે છે અને જે જે મહેસુલના હફતા તે ભરે તે તેમાં દાખલ કરવાને પટેલ અને તળાટી કાયદાપૂર્વક બંધાયલા છે. મામ-

લતદાર સરકારી પગારદાર અમલદાર છે, અને એ પોતાના તાલુકાના તિજોરી કામને માટે જવાબદાર છે. બધાં ગામો પોતાના હફ્તા વખતસર ભરે છે કે નહિ, ગામોના હિસાબ બરાબર રાખવામાં આવે છે કે કેમ, ખાતેદાર મહેસુલની રકમ ભરે તે બરાબર પહોંચની ચોપડીમાં દાખલ થાય છે કે નહિ, ગામની હદનાં નિશાન સારી સ્થિતિમાં રખાય છે કે શી રીતે, અને ટુંકમાં કહીએ તો ગામના નોકરો પોતપોતાનું કામ રીતસર કરે છે કે કેમ એ મામલતદારને જોવાનું છે. એ લોકલફંડના કારોબાર પર દેખરેખ રાખે છે અને ઉતરતી પંક્તિના મેજીસ્ટ્રેટ તરીકે અમલ કરે છે. એ સ્થાવર મિલકતના તરત કબજો મેળવવાના દાવા સાંભળી શકે છે અને એના ચુકાદા પર અપીલ (અરજી) થઈ શક્તી નથી, જોકે હાઈ કોર્ટની નજરમાં આવે તો તે ફેરવી શકે. મહાલકરી જે પેટામહાલની દેખરેખ રાખે છે તેને મામલતદારના જેવુંજ કામ કરવાનું છે, ફેર માત્ર એટલો કે એને તિજોરી કામ કરવાનું હોતું નથી. આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેક્ટર જેને જીલ્લાનો એક ભાગ, સરાસરી ત્રણ તાલુકાનો બનેલો, સોંપવામાં આવે છે તેને વરસમાં સાતેક મહીના પોતાના ભાગમાં ફરવું પડે છે. મહેસુલી કામ પોતાના તાલુકાઓમાં બરાબર થાય છે કે નહિ તે બાબત તેણે જાતે તપાસ કરી ખાતરી કરવી જોઈએ. વાર્ષિક જમાબંધી વખતે દરેક ગામની મહેસુલ બરાબર ભરાય છે કે કેમ તે તે જુએછે; ગામોના નોકરોની નીમણુક કરેછે, ત્યાંની રસ્તા, કુવા, ઝાડો, નિશાળો વગેરે હાજતો ધ્યાનમાં લે છે; મામલતદારો અને મહાલકરીઓના હુકમ પર અપીલ સાંભળેછે,

તેઓએ પૂછેલી બાબતોના ખુલાસા આપે છે, અને તેઓનાં કામપર બધી રીતે દેખરેખ રાખે છે.

કલેક્ટર આખા જીલ્લાનો વડો છે અને ત્યાંના બરાબર રાજ્યકારોબાર માટે સરકારને જવાબદાર છે. જમીનની મહેસુલ ઉઘરાવવા ઉપરાંત એ સ્ટાંપ, ઇન્કમ ટેક્સ, જંગલ વગેરેની ઉપજ પર દેખરેખ રાખે છે. એ જીલ્લા માજીસ્ટ્રેટ છે, જીલ્લાના રજીસ્ટ્રેશન ખાતાના ઉપરી છે, જીલ્લા-જેલ (બંદીખાના) ની તપાસ રાખે છે, અને મ્યુનિસિપાલિટીઓ અને લોકલફંડને લગતું, સરકારી રીતે જમીન લેવાના કાયદાને લગતું અને જંગલસંબંધી કામ કરે છે. જીલ્લાના રાજ્યકારોબારને લગતી દરેક બાબતમાં એનો મત લેવામાં આવે છે.

સરકારી મહેસુલ ઉઘરાવવાના પ્રકાર અને તેના સરાસરી દર:—આ જીલ્લામાં સરકારી મહેસુલ ઉઘરાવવાના ચાર પ્રકાર છે; (૧) રૈયતવારી, (૨) તાલુકદારી, (૩) મેવાસી, અને (૪) પટાબંધી.* હાલમાં દર એકરે જરાયત

*રૈયતવારી પ્રકાર સામાન્ય રીતે અંગ્રેજી મુલકમાં ચાલુ છે. તેનો અર્થ સરકારી મહેસુલ ભરવાની શરતે મળેલો જમીનનો ખેડાણ હક થાય છે. એ હકનો મોબદલો થઈ શકે છે, તેમ એ વારસામાં મિલ્કત તરીકે આપી શકાય છે, અને મહેસુલના દરનો પટો પુરો થયે જો ખેડુત ફરી નક્કી થયલો દર આપવા કબૂલ કરે તો વગર હરકતે ચાલુ થઇ શકે છે. આ પ્રકાર પ્રમાણે દરેક સરવે નંબર પર મહેસુલ નક્કી કરવામાં આવે છે, અને સરકાર મહેસુલ સંબંધી એકરાર સીધો ખેડુત સાથે કરે છે. આ પ્રકાર ટિંબા સિવાય બધાં સરકારી ગામોમાં એટલે જીલ્લાના $\frac{3}{5}$ જેટલા ભાગમાં ચાલુ છે. ગોધરા તાલુકામાં આવેલાં ટિંબા ગામમાં **ભાગદારી** પ્રકાર ચાલે છે. અહીં ભાગદારી

**જમીનપર સરાસરી રૂ. ૦-૧૪-૮, ક્યારીની જમીનપર રૂ. ૨-૭-૦ અને બાગાયત જમીનપર રૂ. ૨-૧૨-૦ મહેસુલ**

---

જમીન ખેડનારા લોકો સરકારના ખેડુત નથી પણ ભાગદારોના છે. એ ભાગદારો બધા સાથે મળીને ગામનો નક્કી થયલો મહેસુલનો આંકડો ભરે છે.

તાલુકદારો જે રીતે મહેસુલ ભરે છે તેને **તાલુકદારી** પ્રકાર કહે છે. તાલુકદારો પોતાની સ્થાવર મિલ્કત પર કુલ માલકી ભોગવે છે, એ શરતે કે સરકારી જમાનો આંકડો એ લોકો ભરે અને પોતાની મિલ્કતનો કાંઈ પણ ભાગ સરકારની પરવાનગી વગર કોઇને નામે કાયમને માટે છુટો નહિ પાડે. પંચમહાલમાં ૧૪ તાલુકદારી મિલ્કતો ( એસ્ટેટ ) છે. દરેક મિલ્કત એક, બે, કે વધારે ગામોની બનેલી છે. ગોધરા તાલુકામાં મહેલોલની તાલુકદારી એસ્ટેટમાં ૨૭ ગામ આવેલાં છે. તાલુકદારની સગીર વય, દેવાદારી વગેરે કારણોને લીધે આ મિલ્કતોમાંની ૧૧ હાલમાં સરકારની જપ્તી નીચે છે. તાલુકદારોનો મોટો ભાગ જાતે રજપૂત છે અને સામાન્ય રીતે ( ઝાલોદમાં આવેલા લીમડીના તાલુકદાર સિવાય ) ઉડાઉ અને બિનવહેવારૂ છે. તેઓ પોતાના ગામના રાજા છે, કોઇ પણ જાતની મહેનત કરવી એ હલકું ગણે છે, અને પોતાના ગામમાં થતા પાકના અમુક વંશપરંપરાથી નક્કી થયલા ભાગ ઉપર ગુજરાન ચલાવે છે. તાલુકદારી પ્રકાર પ્રમાણે સરકાર ખેડુત સાથે સીધો વહેવાર રાખતી નથી પણ માત્ર તેમના ઉપરી અથવા તાલુકદાર સાથે કરાર કરે છે.

જીલ્લાનાં કેટલાંક ગામો ( કાલોલ તાલુકામાં ૨૧ ગામો ) **મેવાસી** છે, અને પોતપોતાનો નક્કી કરવામાં આવેલો આંકડો સરકારમાં સામટો ભરે છે. આ ગામો આગળ જે કોળી અને રજપૂત ઠાકોર લોકો લૂટફાટ કરી દેશને ત્રાસ આપતા તેઓનાં વંશજોના હાથમાં છે. દોહદ તાલુકામાં આવેલાં ચંદવાણા, ટાંડા અને કતવારા ગામના

લેવામાં આવે છે. જીલ્લાની મહેસુલ ખેડા જીલ્લા મારફત ભરાય છે.

ચ. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટી:—જીલ્લાની સ્થાનિક બાબતોનો વહીવટ જીલ્લા લોકલ બોર્ડ અને ગોધરા, કાલોલ, અને દોહદનાં તાલુકા લોકલ બોર્ડ અને ગોધરા અને દોહદ શહેરની મ્યુનિસિપાલિટીઓ ચલાવે છે. આ સ્થાનિક મંડળો સને ૧૮૮૪ માં સ્થપાયાં હતાં, એવા હેતુથી કે સ્થાનિક બાબતોમાં લોકો ધ્યાન આપતા થાય અને સ્થાનિક ઉપજ ( લોકલ ફંડ )ની વ્યવસ્થા કરવામાં તેઓ ભાગ લે. આ જીલ્લાનાં લોકલ બોર્ડ સરકારે નીમેલા મેમ્બરોનાં બનેલાં છે અને મ્યુનિસિપાલ મંડળો થોડા સરકારે નીમેલા અને થોડા લોકોએ ચૂંટી કાઢેલા મેમ્બરોનાં બનેલાં છે. કલેકટર જીલ્લા-બોર્ડના અને આસિસ્ટન્ટ અથવા ડેપ્યુટી કલેકટર પોતાના તાબાના તાલુકાના બોર્ડના પ્રમુખ હોય છે. લોકલ બોર્ડોની ઉપજ જમીનની મહેસુલના દર રૂપીએ

---

નાયકો **પટાબંધી** પ્રકારે પોતાની મિલકત ભોગવે છે. ગોધરામાં આવેલાં સાદરા અને ખરોલી ગામો પણ એ પ્રકારનાં છે. એ પ્રકાર લગભગ તાલુકદારી જેવો છે, ફેર એટલોજ કે એ લોકો પોતાની મિલ્કતના કુલ માલિક નથી. એ લોકોને ૩ અથવા ૫ વરસને પટે ગામ આપવામાં આવે છે અને નક્કી જમાનો આંકડો ( જેમાં પટાની મુદ્દત પુરી થયે વધારો ઘટાડો થઈ શકે છે ) ભરવો પડે છે. હાલોલમાં છેક દક્ષિણમાં આવેલું વાલાગોડ ગામ સને ૧૮૮૧–૮૪ ના અરસામાં ભરૂચના બમનજી દલાલ નામના એક પારસી ગૃહસ્થને ૨૫ વરસને પટે આપવામાં આવ્યું છે અને તેણે પોતાના દાદા ખાન બહાદુર રૂસ્તમજીના માનમાં તેનું નામ ફેરવીનું રૂસ્તમપુરા રાખ્યું છે.

એક આનો લોકલ સેસ (કર) નો લેવામાં આવે છે તે તથા લોકલ ફંડમાંથી બંધાયલા રસ્તાઓ પર લેવાતા ટોલ વગેરેની બનેલી છે. એ ઉપરાંત કેળવણી માટે તથા પાણી પુરૂં પાડવા માટે લોકલ બોર્ડોને સરકાર મોટી રકમ આપે છે. આ ઉપજનો મોટો ભાગ જીલ્લા-બોર્ડ આખા જીલ્લાને ઉપયોગી કામમાં ખરચે છે; તોપણ તેનો અમુક ભાગ તાલુકા બોર્ડને જે કામ કરવાનાં છે તે કરવા માટે તેમની પાસે રહેવા દેવામાં આવે છે, જેવાં કે તાલુકાનેજ લગતા રસ્તા, નાના પૂલ વગેરેનું બાંધકામ અને સમારકામ. પણ આ એક આના સેસની ઉપજનો ત્રીજો ભાગ જીલ્લામાં કેળવણી ખાતે ખરચાવોજ જોઇયે. આ જીલ્લાની જમીનનો મોટો ભાગ ખરાબ, નહિ ખેડાયલો, અને જંગલવાળો છે; તેથી કરીને અહીંની સેસ ઉપજ ઘણી થોડી અને જીલ્લાની કેળવણીને લગતી જરૂરીઆતને માટે પુરી પડે તેટલી નથી. આ કારણથી સરકાર એને બીજા જીલ્લાઓ કરતાં વધારે મોટી રકમ કેળવણીને માટે આપે છે. સને ૧૯૦૫-૦૬ માં હિંદુસ્તાન સરકારે કેળવણીના વધારા માટે જે પાંચ લાખનો ફાળો આપ્યો તેમાંથી પંચમહાલને રૂ. ૧૨૦૦૦ ની રકમ આપવાનું નક્કી થયું છે.

મ્યુનિસિપાલ બોર્ડનો કારોબાર તેના પ્રમુખ જે સરકારી અમલદાર અથવા કોઈ બીજા સરકારે નીમેલા માણસ હોય છે તે ચલાવે છે. જીલ્લામાં આવેલાં બંને મ્યુનિસિપાલ બોર્ડના પ્રમુખ સરકારી અમલદાર છે, ગોધરામાં કલેકટર અને દોહદમાં ડેપ્યુટી કલેકટર. મ્યુનિસિપાલિટીની હદમાં રસ્તા, દવાખાનાં, પાણી પુરૂં પાડવાનાં સાધનો, શહેર સુધરાઈ, કેળવણી વગેરે શહેરમાં વસતા લોકોની તન્દુ-

રસ્તી અને સગવડને માટે જરૂરી ઉપાય લેવા એ આ બોર્ડનું કામ છે. આ કામને માટે જોઈતું નાણું ઉભું કરવાને લોકો પર સીધા અને આડકતરા કર નાખવાની પરવાનગી સરકાર તેમને આપે છે. એ ઉપરાંત સને ૧૯૦૨-૦૩ માં તેઓને નિશાળો પાછળ જે કુલ ખરચ થયો હતો તેનો અર્ધો ભાગ દર વરસે તેમને સરકાર તરફથી મદદ તરીકે મળે છે.

ક. જંગલઃ—સને ૧૮૬૧ માં જીલ્લો અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો ત્યાં સુધી પંચમહાલનાં જંગલોની પેદાશનો ખપ ઘણો ઓછો પડતો હતો, તેમજ સાચવણી વગર તેને ઘણું નુકસાન પણ કરવામાં આવ્યું હતું. અત્યાર સુધી જૂજ રકમની જકાત આપતાં દરેક જાતનાં ઇમારતી લાકડાં કાપવાની રજા મળતી હતી અને આમ થવાથી જંગલની ઉપજ ઘણી થોડી થતી હતી, પણ સને ૧૮૬૯ માં બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે ગુજરાતમાં બંધાવાથી જંગલની પેદાશનો ખપ જાગ્યો અને તેની કિંમત વધી. ત્યાર પછી જંગલમાં વધારે પાકો બંદોબસ્ત રાખવાને ઉપાયો લેવામાં આવ્યા; અને હાલ જંગલોની દેખરેખ સરકારના જંગલખાતા તરફથી રાખવામાં આવે છે. જંગલોનો વિસ્તાર ૩૩૧ ચોરસ માઈલ જેટલો એટલે જીલ્લાના કુલ વિસ્તારના પાંચમા ભાગ કરતાં વધારે છે; અને સને ૧૯૦૩ માં તેની ઉપજ કુલ ૩½ લાખની થઈ હતી.

ડ. દિવાની અને ફોજદારીઃ—દિવાની કામમાં જીલ્લો અમદાવાદ ડિસ્ટ્રિક્ટ જડજને તાબે છે, અને ફોજદારી કામમાં સને ૧૯૦૫ ના સપ્ટેમ્બર માસથી એને ભરૂચ જીલ્લાની સેશન્સ-કોર્ટની હકુમત નીચે મૂકવામાં આવ્યો છે.

દિવાની દાવાઓ ચુકવવાને જીલ્લામાં બે મુન્સફ-કચેરીઓ છે-ગોધરામાં અને દોહદમાં. જીલ્લાનો કારોબાર ચલાવનાર આઠ અમલદારો જેઓને ઉપર કહી ગયા તે પ્રમાણે મુલ્કી કામ ઉપરાંત મેજીસ્ટ્રેટની સત્તા સોંપવામાં આવેલી છે તેઓ ફોજદારી દાવા ચુકવે છે.

इ. પોલીસઃ—લોકોમાં સુલેહ જાળવવા, ગુનાહ થતા અટકાવવા વગેરે પોલીસ ખાતાનું કામકાજ જીલ્લા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, બે ઇન્સ્પેકટરો અને પાંચ ચીફ કાન્સ્ટેબલો (ફોજદાર) ની મદદથી, કરે છે. જીલ્લાના દરેક ભાગમાં એક એક ઈન્સ્પેકટર અને દરેક મહાલમાં એક એક ચીફ કોન્સ્ટેબલ નીમેલો છે. આ અમલદારોના હાથ નીચે પોલીસના સિપાઈઓ હોય છે જે ઠેકાણે ઠેકાણે બંદોબસ્ત રાખે છે.

ગામડાંઓમાં પોલીસ પટેલ બંદોબસ્ત રાખે છે. એ કલેકટરને તાબે છે.

फ. જેલઃ—બંદીવાનોને રાખવા માટે ગોધરા જેલ સિવાય ચાર બીજી નાની જેલ છે.

ग. દવાખાનાંઃ—માદાં અને રોગી માણસોને વૈદ્યક મદદને માટે પાંચે મહાલના મુખ્ય કસ્બાઓમાં દવાખાનાં છે. એ સિવાય રેલવે નોકરોને માટે બી. બી. ઍન્ડ સી. આઈ રેલવે કંપની તરફથી ગોધરામાં એક દવાખાનું સ્થાપવામાં આવેલું છે.

ह. શીતળા ખાતાને લગતાં કામપર એ ખાતાનો સુપરિન્ટેન્ડન્ટ દેખરેખ રાખે છે.

ज. કેળવણી:—આ બાબતમાં જીલ્લો ઘણો પાછળ પડતો છે. એનું કારણ વસ્તીના મોટા ભાગનું જંગલીપણું, બેદરકારી, અને કેળવણી વિરૂદ્ધ લાગણી છે. ભણતરની બાબતમાં પંચમહાલ ગુજરાતના જીલ્લાઓમાં છેલ્લો અને ઈલાકામાં આઠમો આવે છે. એની વસ્તીનો માત્ર ૫.૭ ટકા (૧૦.૫ ટકા મરદ અને .૮ ટકા સ્ત્રી) જેટલોજ ભાગ લખીવાંચી શકે છે.

જીલ્લાનો કેળવણી ખાતાને લગતો કારોબાર ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના તાબા નીચે પંચમહાલના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર ચલાવે છે. ગોધરા હાઇસ્કૂલ ત્યાંના હેડ માસ્તરની દેખરેખ નીચે છે. અહીં મેટ્રિક્યુલેશન અને સ્કૂલ ફાઈનલ પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવેછે, જેમાંની પહેલી પરીક્ષા પાસ કરવાથી કોલેજમાં દાખલ થઇ શકાય છે અને બીજી પાસ કરવાથી સરકારી નોકરીમાં દાખલ થવા માટે લાયકાત મળે છે. બહારગામના વિદ્યાર્થીઓને રહેવા માટે હાઈસ્કૂલ સાથે એક બીજું મકાન બાંધવામાં આવ્યું છે. હાઇસ્કૂલના હેડમાસ્તર ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર અને મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાના ડિરેક્ટર સાહેબના તાબા નીચે કામ કરે છે.

# પ્રકરણ ૭.

## જાણવા લાયક જગ્યાઓ.

ચાંપાનેરઃ—ચાંપાનેર* (અથવા વધારે શુદ્ધ રીતે કહીએ તો ચાંપાનગર) પાવાગઢના ઈશાન ખુણામાં લગભગ એક માઈલ છેટે આવેલું છે. હાલ ત્યાં વસ્તી લગભગ બીલકુલ નથી અને બધે ઠેકાણે જંગલ થઈ ગયું છે; તોપણ તે ઐતિહાસિક રીતે જાણીતું છે; અને ત્યાં તેની આગલી જાહોજલાલીનાં ચિન્હ રહી ગયાં છે. આ શહેર વનરાજ ચાવડાના મિત્ર ચાંપાએ ઇસવી સનના ૮મા સૈકાની આખરે વસાવ્યું હતું અને તેના પરથીજ એનું નામ ચાંપાનેર પડયું છે. એ અણહિલવાડના રાજાઓનું પૂર્વમાં કિલ્લેબંધી કરેલું મુખ્ય સ્થાન હતું; અને સને ૧૨૯૭ માં અલાઉદ્દીન ખીલજીએ અણહિલવાડના રાજાઓની સત્તા તોડી ત્યાં સુધી એ તેમની પાસે રહ્યું. લગભગ આ સમયે (૧૨૯૯-૧૩૦૦ માં) મેવાડમાં રણથંભોરના કિલ્લામાંથી અલાઉદ્દીનના વિજયી લશ્કરથી હારીને નાસતા ચોહાણ રજપૂતો ચાંપાનેર આવી વસ્યા. સને ૧૪૮૩ માં મહમુદ બેગડાએ એના પર હલ્લો કર્યો ત્યાં સુધી એ ચોહાણ લોકોના કબજામાં રહ્યું.

સને ૧૪૮૨ માં ગુજરાતના કેટલાક ભાગમાં દુકાળ પડયો, તેમાંથી ચાંપાનેર મુક્ત હોવાને લીધે પાસે આવેલા મહમુદ બેગડાના મુલકના સરદારે ચાંપાનેરની સરહદ ઓળંગી ત્યાં કેટલીક વાર લૂટ કરવા માટે ધાડ પાડી. આના

* નવી ગુજરાતી ચોથી ચોપડીનો પાઠ ૭૪ મો જુઓ.

બદલામાં પતાઈ (પાવાપતિ) રાવળ જયસિંહદેવે આ સરદાર પર હુમલો કરી તેને હરાવ્યો, અને તેનાં ઘણાં માણસો મારી નાખ્યાં. આ સાંભળતાંજ મહમુદશાહ એક બળવાન લશ્કર લઈને વડોદરા તરફ જવા નીકળ્યો. મહમુદ વડોદરે આવી પહોંચ્યો ત્યારે ચાંપાનેરના રાવળે ગભરાઇને મહમુદ પાસે એલચી મોકલી માફી માગી. પણ મહમુદે આ માગણી કબૂલ નહિ કરતાં જવાબ વાળ્યો કે "તરવાર અને ખંજર સિવાય કોઇપણ સંદેશો તારી મારી વચ્ચે ચાલશે નહિ." ત્યાર પછી તેણે એકદમ ચાંપાનેર પર હલ્લો કર્યો અને ૨૦ મહીનાના ઘેરા પછી તે લીધું: હિંદુ લોકો માને છે કે પતાઈ રાવળની પડતીનું કારણ કાળકા માતાએ તેને દીધેલો શાપ હતું. વાત એવી ચાલે છે કે એક વખત નવરાત્રિમાં રાવળ સ્ત્રીઓના ગરબા સાંભળવા ગયો. ગાનારીઓમાં એક ઘણી ખૂબસુરત સ્ત્રી હતી, તેને જોઇને રાવળે મોહિત થઈ તેના લૂગડાંનો છેડો ઝાલ્યો. પણ આ સ્ત્રી જે કાળકા માતા પોતે હતાં, તેણે ક્રોધમાં તેની તરફ ફરી શાપ દીધો કે તારા રાજ્યનો જલદી લય થશે.

ચાંપાનેરની હવાથી પ્રસન્ન થઈ મહમુદે ત્યાં પોતાની રાજધાની કરી. ત્યાં એણે મોટું શહેર બાંધ્યું અને તેનું નામ મહંમદાબાદ ચાંપાનેર પાડ્યું, અને તેની આસપાસ ફરતો જહાંપનાહ (દુંનીઆનો આશ્રય) નામનો કોટ બાંધ્યો. એણે પાવાગઢ ઉપરના ઉપલા અને નીચલા બંને કિલ્લાઓને મજબુત કર્યાં અને પહેલીજ વાર છેક ટોચ પરની જગ્યાને કિલ્લેબંધી કરી ત્યાં પોતાનો કિલ્લો (મૌલીય) કર્યો. સુલતાનના હુકમથી ત્યાં મોટાં મોટાં મકાનો બંધાયાં અને બાગબગીચા રચવામાં આવ્યા. આમાનાં એક બાગને એક ખોરા-

સાનીએ (ખોરાસાનના રહીશે). તેમાં કુઆરા, પાણીના ધોધ વગેરે સુંદર રચનાઓ કરી ઘણી સુશોભિત રીતે શણગાર્યો હતો. પણ સૌથી સુંદર બાગ ચાંપાનેરની પશ્ચિમમાં આશરે ચાર માઇલને અંતરે હાલુર નામના એક ગુજરાતી સુથારે બનાવ્યો હતો અને તેના નામની યાદગારીમાં તેનું નામ હાલોલ પાડવામાં આવ્યું હતું. એ સુથાર ઉપર બતાવેલા ખોરાસાનીના હાથ નીચે મજુર તરીકે કામ કરતાં કરતાં તેનો ઇલમ શીખી ગયો હતો.

પણ ચાંપાનેરની જાહોજલાલી ટુંક મુદતની હતી કેમકે એ ગુજરાતની રાજધાની તરીકે બહાદુરશાહનાં મરણ (સને ૧૪૮૪ થી ૧૫૩૬) સુધીજ રહ્યું. સને ૧૫૩૫ માં બહાદુરશાહનાં વિરૂદ્ધ આચરણથી ખીજવાઇને હુમાયુંએ ચાંપાનેર પર કૂચ કરી અને તોપખાનાના હોશિઆર તુર્કોમાન સરદાર રૂમીખાનની રાજ્યદ્રોહી મદદવડે તે લીધું અને લૂટયું. ગુજરાતની સર્વોપરિ સત્તા જે અત્યાર સુધી જળવાઈ રહી હતી તે આ હારથી ઘણી ઘટી ગઇ અને ગુજરાતનું માળવા પરનું સર્વોપરિપણું જતું રહ્યું.

એ દરમિઆન શેરશાહ સૂરે ઉત્તર હિંદુસ્તાનમાં બળવો કર્યો. તેના સમાચાર સાંભળી હુમાયું એકદમ પાછો ફર્યો અને આ જગ્યા પાછી બહાદુરશાહના હાથમાં આવી; તેમ છતાં આ બનાવ પછી તરત (સને ૧૫૩૬ માં) તેનું મરણ થવાથી અને દરબાર અને રાજધાની પાછાં અમદાવાદ લઈ જવામાં આવ્યાથી ચાંપાનેર પોતાની આગલી ઉન્નતિએ પાછું આવી શક્યું નહિ. વેપારના માર્ગથી બાજુ પર આવેલું હોવાને લીધે, માળવા પરનું ગુજરાતનું સર્વોપરિપણું જતાંજ

ચાંપાનેરનો અગત્ય ગણાવાનો હક જતો રહ્યો અને તેની પડતી શરૂ થઇ. બહાદુરશાહના મરણ પછી જે રાજ્યની અવ્યવસ્થા ચાલી તે દરમિઆન ચાંપાનેરને ઘણું નુકસાન થયું. સને ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીત્યું તે વખતે એ મુગલોના હાથમાં ગયું. મુગલ લોકોના વખતમાં ગોધરા જીલ્લાનું મુખ્ય સ્થાન (સદર સ્ટેશન) થયું. ચાંપાનેરમાં ખેતી કમી થવા લાગી, અને જંગલ વધતું ગયું, તે એટલે સુધી કે સત્તરમા સૈકાની અધવચમાં જીલ્લાનો ઘણો ખરો ભાગ પાછો જંગલ થઇ ગયો. આસરે ૧૫૦ વરસ સુધી એ મુગલ પાદશાહોના હાથમાં રહ્યું; પણ મુગલ રાજ્યની પડતી શરૂ થતાં સને ૧૭૨૭ માં એ લોકો પાસેથી પેશ્વાના એક અમલદાર કન્તાજી કાદમ બાન્ડેના પુત્ર કૃષ્ણાજીએ એકાએક એ લઈ લીધું. કૃષ્ણાજીએ પાવાગઢમાં મુકામ કર્યો, અને વખતો વખત આસપાસના મુલકોમાં લૂટ ચલાવવા તેમાંથી બહાર નીકળતો અને ચોથ અને સરદેશમુખી ઉઘરાવતો.

સને ૧૭૬૧–૧૭૭૦ માં સિંધીઆએ પાવાગઢ લીધો ત્યાં સુધી એ કૃષ્ણાજી પાસે રહ્યો. સિંધીઆએ ત્યાં જબરૂં લશ્કર રાખ્યું અને સને ૧૮૦૩ માં અંગ્રેજ સરકારે તે લીધો. ત્યાં સુધી એની પાસે રહ્યો. એ અંગ્રેજ સરકારે લીધો ત્યારે ચાંપાનેરમાં ફક્ત ૫૦૦ માણસની વસ્તી હતી. સને ૧૮૦૩ ની સીરજીઅંજેગામની સંધિની શરતની રૂએ એ મુલક સિંધીઆને પાછો આપવામાં આવ્યો; અને સને ૧૮૫૩ માં તેનો વહીવટ અંગ્રેજ સરકારને સોંપવામાં આવ્યો ત્યાં સુધી એ એની પાસે રહ્યો. આઠ વરસ પછી (સને ૧૮૬૧ માં) ઝાંસીની પાસે આવેલો કેટલોક મુલક લઈ તે બદલામાં

સિંધીઆ સરકારે અંગ્રેજ સરકારને પાંચે મહાલો આપ્યા, તે વખતે અહીં (ચાંપાનેરમાં) વસ્તી લગભગ બીલકુલ નહોતી. સને ૧૮૭૬–૭૭ માં સરકારે ખેડા, ભરૂચ, અને વડોદરાના ઘીચ વસ્તીવાળા ભાગોમાંથી તળાવીઆ જાતના ખેડુતોને લાવી અને જંગલ કાઢી નાખી આ જગ્યા ફરી વસાવવાને પ્રયત્ન કર્યો હુતો, પણ તે નિષ્ફળ ગયો. પોણો ભાગ માણસ ખરાબ હુવાને લીધે મરી ગયાં. પોલીસ થાણાના પહેરેગીરો સિવાય ત્યાં હાલ ગરીબ અને શરીરે દુઃખી એવા કોળી અને નાયકડાઓનાં થોડાંજ ઘરની વસ્તી છે.

ચાંપાનેરમાં જોવા જેવી અને એની આગલી ઉન્નતિની પ્રતીત કરાવે એવી જગ્યાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) સિકંદરશાહની કબરઃ આ હાલોલ કસબાની હદમાં આવેલી છે; અને બહાદુરશાહે પોતાના ભાઇ સિકંદરશાહ જેનું સને ૧૫૨૫ માં ૩ માસ ૧૭ દિવસના રાજ્ય પછી ખૂન થયું હતું તેના માનમાં બંધાવી હતી. અહીં બહાદુરશાહના બીજા ભાઈ નાસીરખાન અને લતીફખાનની પણ કબરો આવેલી છે.

(૨) ખાનપીરની દરગાહઃ હાલોલથી લગભગ ૨$\frac{1}{2}$ માઇલ છેટે છે તે જાંબુઘોડા જવાના રસ્તા પર આવેલી છે. એને તાઇ અથવા મુસલમાન વણકર લોકો બહુ માને છે.

(૩) એક મિનારાની મસજીદઃ ખાનપીરની દરગાહથી ઇશાન કોણ તરફ થોડા વારને અંતરે આવેલી છે.

(૪) પાંચ મહુડાની મસજીદઃ આશરે ૧$\frac{1}{2}$ માઇલ દક્ષિણ તરફ પાવાગઢ પાસે આવેલી છે.

(૫) ખાનપીરની દરગાહથી આશરે પોણો માઇલ જતાં એક સાદી એકલી આવેલી પત્થરની કમાન નજરે પડે છે.

આ આગળ ચાંપાનેરનો પશ્ચિમ તરફનો દરવાજો હતો અહીં આગળ મહમુદ બેગડાનો "જહાંપનાહ" નામનો કોટ મહંમદાબાદ ચાંપાનેરના ભદ્રના* કિલ્લાને ફરતો આવેલો છે. દરવાજા અંદર કેટલાંએક જાણવાજોગ મકાનો આવેલાં છે, જેવાં કે જુમા મસજીદ, નગીના મસજીદ, અને વડા તળાવ.

આ ચાંપાનેરનાં મકાનો અમદાવાદનાં જેવાંજ સુંદર અને સુશોભિત હતાં, પણ તેમની જોઈતી સંભાળ નહિ લેવાવાને લીધે ખંડિએર થઈ ગયાં છે. સરકારે એ મકાનોપર કેટલુંક સમાર કામ કર્યું છે, પણ એ સદર સ્ટેશન (ગોધરા) થી દૂર અને જંગલમાં આવેલાં હોવાને લીધે સમારકામ ધીમું ચાલે છે.

પાવાગઢઃ--મહંમદાબાદ ચાંપાનેરના કોટના નૈર્ઋત્ય ખુણા પાસે પાવાગઢ પર જવાનો રસ્તો આવેલો છે. ડુંગરની તળેટીથી તે ટોચ પર જ્યાં કાળકા માતાનું દહેરૂં આવેલું છે ત્યાં સુધીનું અંતર લગભગ ત્રણ માઈલ છે. ડુંગર પર અર્ધો-એક માઇલ ચાલ્યા કે પહેલો કોટ આવે છે. તેમાં "અટક" દરવાજામાં થઇને દાખલ થવાય છે. દરવાજાની અંદર મેદી મહેલ અને મેદી તલાવ આવેલાં છે. આગળ અર્ધો-એક માઇલ ચાલતાં "મોહોટી" (મોટો) દરવાજો આવે છે, જેમાં થઇને બીજા કોટમાં દાખલ થવાય છે. વળી આશરે ૨૦૦ વાર આગળ જઇએ કે ત્રીજો કોટ આવે છે, જેમાં સદનશાહ દરવાજામાં થઇ જવાય છે. ડુંગર પર આવેલી જોવા લાયક જગ્યાઓ સદનશાહ દરવાજાની અંદર આવેલી છે; જેવી કે સાત મહેલ એટલે સાત માળવાળો

---

* પાવાગઢ પર ભદ્રકાળીનું સ્થાનક આવેલું છે તે પરથી કિલ્લો આ નામે ઓળખાય છે.

મહેલ, જે અસલ જનાનાની સ્ત્રીઓને શિકારની ગમત જોવાને માટે બાંધ્યો હતો; નાગર હવેલી; માચી હવેલી, જ્યાં હાલ પોલીસના સિપાઇઓ રહે છે; મકાઈ કોઠાર; અને નવ લાખ કોઠાર. છેક ટોચ પરનો ભાગ જેને મહમુદ બેગડાએ કિલ્લેબંધી કરી હતી તે પર મહમુદનો કિલ્લો (મૌલીય) અને કાળકા માતાનું દહેરૂં આવેલાં છે. એ દહેરામાં ૨૨૬ પગથીઆં ચઢીને જવાનું છે. દહેરામાં ત્રણ મૂર્તિ છે; વચ્ચે કાળકા માતાની, તેની જમણી બાજુએ મહાકાળીની, અને ડાબી બાજુએ બહેચરા માતાની. દહેરાની ટોચપર એક મુસલમાન સદન પીરની દરગાહ છે.

આગળ પાવાગઢ હવાફેર માટે જાણીતી જગ્યા હતી, અને ત્યાં પંચમહાલના અને વડોદરાના યુરોપીઅન અમલદારો ઉનાળામાં જતા; પણ હવે રેલવે થવાથી આ બાબતમાં એની કિંમત ઘણી ઘટી ગઇ છે.

પાવાગઢ શબ્દનું મૂળ તરેહવાર રીતે સમજાવવામાં આવે છે. કેટલાક લેખકો પાવાગઢ “પવનગઢ” નામનો અપભ્રંશ હોય એમ માને છે, અને કહે છે કે ડુંગર આ નામથી ઓળખાયો તેનું કારણ એજ કે એનાપર પવન ઘણીજ સખત અને તોફાની રીતે વાય છે.

પણ દંતકથા એવી છે કે જ્યાં હાલ પાવાગઢ આવેલો છે ત્યાં અસલ એક ખીણ હતી, અને ખીણની બાજુએ આવેલી ઉંચી જગ્યા પર વિશ્વામિત્ર ઋષિ રહેતા હતા. તેની પાસે પ્રખ્યાત “કામદુહા” ગાય હતી; જેને વાચા હતી અને જે અખૂટ દૂધ આપતી હતી. એક દિવસ ખીણની કોર પર ચરતાં ચરતાં તેનો પગ લપસ્યો અને તે નીચે પડી ગઇ.

ઉભા ઢોળાવ ઉપર પાછી ચઢી નહિ શકવાથી તેણે ખીણુ દૂધથી ભરી દીધી અને તેમાં તરીને તે ઘેર ગઇ. આ વાતની વિશ્વામિત્ર ઋષિને ખબર પડતાં તેણે આ ખીણુ પુરાઈ જાય અને ફરી આવો અકસ્માત્ બનાવ નહિ બને તે માટે પ્રાર્થના કરી. આ પ્રાર્થના સાંભળી દેવતાઓએ એવડો મોટો ડુંગર મોકલ્યો કે તેના પોણા ભાગથીજ ખીણુ પુરાઇ ગઇ અને બાકી જે પા ભાગ જમીનપર ઉભો રહ્યો તે પાવાગઢ થયો.*

જુના લેખોમાં પાવાગઢ "પાવકગઢ" એ નામે લખાયલો છે.

પાવાગઢ આગળ ભૂસ્તરશોધ થઇ છે અને એમ માનવામાં આવે છે કે એ દક્ષિણમાં રાજપીપળાના ડુંગરો સુધી જતી ટ્રૅપ નામના ખડકોની હારનો બાકી રહી ગયલો ભાગ છે. પણ પાવાગઢ અને રાજપીપળાના ડુંગરો વચ્ચેનો મોટો ટ્રૅપના ખડકનો પટ દરીઆનાં મોજાંના જોર સિવાય શી રીતે ખસી શકે તે સમજવું મુશ્કેલ છે. પાવાગઢની આસપાસનો મેદાન મુલક એવી રીતે આવેલો છે કે જમીનની અને દરીઆની સપાટીમાં સહેજ ફેર થાય તો એ બધા ભાગપર પાણી ફરી વળે, અને તેથી આગ[illegible] કોઇ કાળે પાવાગઢનો ડુંગર બેટ હશે એમ માની શકાય છે.

ગોધરા:—ગોધરા સંસ્કૃત શબ્દ "ગોદ્રહ" જેનો અર્થ "ગાયનું તળાવ" થાય છે તેનો અપભ્રંશ છે. આ શહેરની

---

*અર્બુદાચળ એટલે આબુ પર્વતને માટે પણ અર્બુદ પુરાણમાં આવોજ હેવાલ આપેલો છે.

પાસે એક ઘણું મોટું બાંધેલા ઓવારાવાળું તળાવ આવેલું છે તેના પરથી એનું નામ પડયું હોય એમ મનાયછે. એ ઘણું પુરાતન શહેર છે. "ગોદ્રહ" શબ્દ ઇસ્વી સનના ૧૩ મા સૈકામાં લખાયલાં એક સંસ્કૃત પુસ્તકમાં (સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી" ના ૪ થા સર્ગના ૫૭મા શ્લોકમાં) વપરાયલો જોવામાં આવે છે.

ગોધરા પંચમહાલ જીલ્લાના કલેકટર અને રેવાકાંઠાના પોલિટિકલ એજંટનું સદર સ્ટેશન છે. સને ૧૮૭૯ માં અહીં મ્યુનિસિપાલિટી ( સ્થાનિક સ્વરાજ્ય ) સ્થાપવાનાં આવી. ગોધરા રતલામ રેલવે પર એ મુખ્ય સ્ટેશન છે અને વડોદરા ગોધરા રેલવેનું જંકશન ( જોડાણ ) છે. આ રેલવેના સંબંધથી એ ઘણું મોટું થઇ ગયું છે, અને જીલ્લાનાં તથા પાસે આવેલાં સંજેલી અને બારીઆના જંગલોમાંથી આવતાં અને ગુજરાત તરફ નિકાસ થતાં ઇમારતી અને બાળવાનાં લાકડાંના વેપારનું મુખ્ય મથક બન્યું છે. અહીં ચામડાં સાફ કરવાનાં બે કારખાનાં છે, તેમજ એક દારૂ ગાળવાનું કારખાનું છે. શહેરમાં મુનસફ કચેરી, સરકારી દવાખાનું, હાઇ સ્કૂલ અને તેની સાથે વિદ્યાર્થીઓને રહેવાનું મકાન ( હોસ્ટેલ ), ટપાલ અને તાર આફીસ, અને કલેકટરી, ઇજનેરી, જંગલ ખાતાની વગેરે સરકારી ઓફિસો આવેલાં છે. અહીં ૨૦૯૧૫ માણસની વસ્તી છે, જેમાંનો અર્ધો ભાગ મુસલમાન છે. શહેરમાં માત્ર તળાવજ (ગોદ્રહ) જોવા જેવી જગ્યા છે; એનો વિસ્તાર ૭૦ એકર છે અને એને પત્થરનાં પગથીઆં છે. ગોધરામાં અમલદારો તથા સદ્‌ગૃહસ્થોને માટે મુસાફરી બંગલો છે.

દોહદ:—દોહદ ઈશાન ભાગનું મુખ્ય શહેર છે. એ ગોધરા રતલામ રેલવેપર મોટું સ્ટેશન છે. દોહદ, એનું નામ સૂચવે છે તેમ, બે હદ (*પૂર્વ તરફ માળવાની અને પશ્ચિમ તરફ ગુજરાતની) પર આવેલું છે, અને વેપારનું મોટું મથક છે. સને ૧૮૭૬ માં અહીં મ્યુનિસિપાલિટી સ્થાપવામાં આવી. દોહદની સરા મુગલ બાદશાહ શાહજહાને આ જીલ્લામાં થઈને ગુજરાત તરફ જતાં અહીં ઔરંગઝેબનો જન્મ થયો તેની યાદગીરીમાં સને ૧૬૧૯ માં બાંધી હતી; હાલ તેમાં સરકારી કચેરીઓ બેસે છે. શહેરમાં મુનસફ કચેરી, સરકારી દવાખાનું, મામલતદારની કચેરી, મુસાફરી બંગલો, ટપાલ તથા તાર ઓફીસ વગેરે આવેલાં છે. એની વસ્તી ૧૩૯૯૦ માણસની છે, જેમાંનો ત્રીજો ભાગ મુસલમાન (મુખ્યત્વે કરીને દાઉદી વહોરા) છે. શહેરની નજીકમાં પત્થરનાં પગથીઆંવાળું છાબ તળાવ આવેલું છે. શહેરમાં કુવાઓની અછતને લીધે આ તળાવનું પાણી ઘણું ઉપયોગી છે અને બારે માસ વપરાય છે.

કાલોલ:—કાલોલ તાલુકાનું મુખ્ય શહેર છે. એ વડોદરા ગોધરા રેલવે પર આવેલાં દેરોલ સ્ટેશનથી એક માઈલ છેટે આવેલું છે. એની વસ્તી ૪૪૪૬ છે, જેમાંનો વિશેષ ભાગ પૈસેટકે સુખી નાગર (દેસાઈ) અને વાણીઆનો છે. તાલુકાની વધારાની પેદાશ અહીંથી વડોદરા અને ગોધરા તરફ નિકાસ થાય છે. અહીં મામલતદારની કચેરી, દવાખાનું, ટપાલ ઓફિસ, છોકરાછોકરીઓની નિશાળ વગેરે છે.

ઝાલોદ:—ઝાલોદ એજ નામના પેટા મહાલનું મુખ્ય સ્થાન છે. એની વસ્તી ૫૯૧૭ માણસની છે. કસ્બાની પાસે

